# લાલની લીલા

અને

# બુઢ્ઢાનો બળાપો.





# લાલની લીલા

અને

# બુઢ્ઢાનો બળાપો.

( રસીક નૉવેલ. )

ગ્રંથકર્તા,
એ. વી. શાહ. શાહપુરવાળા.
અમદાવાદ.

પ્રસિદ્ધકર્તા,
ચીમનલાલ છગનલાલ, શાહ.
અમદાવાદ.

પ્રથમાવૃતી, પ્રત ૫૦૦.

સંવત ૧૯૬૭. સને ૧૯૧૧.

અમદાવાદ—"ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ" માં
શા. સોમાલાલ મંગળદાસે છાપ્યો.

કીંમત આઠ આના.

# સમર્પણ.

પરમ પ્રિયમિત્ર.

ભાઈ રતનલાલ જીવણલાલ બેન્કર.

આપ સાથે મારો મૈત્રી સંબંધ થયા પછી મને જે આપના શાંત અને સરળ સ્વભાવ, શ્રીમાન્ હોવા છતાં અભિમાનનો અભાવ વિદ્યાવિલાસિતા અને સર્વ કરતાં પણ અધિક ઉત્કૃષ્ટ અને અલભ્ય મનાતી ઉદારતા તથા પરોપકાર બુદ્ધિ આદિ સદ્‌ગુણોનો પૂર્ણ પરિચય થયો છે, તે ગુણોથી લુબ્ધ થઈને અને આપણી પરસ્પર મૈત્રીના સંબંધને ચિરસં સ્મરણીય કરી રાખવાના એકત્ર ઉદ્દેશથી આ લઘુ પુસ્તક હું આપના કરકમળમાં પ્રેમપૂર્વક સમર્પણ કરૂંછું. તેનો અનુગ્રહથી સ્વીકાર કરશો, એવી આશા છે.

અમદાવાદ.<br>તા. ૨૦ માહે જાન્યુયારી<br>સને ૧૯૧૧

લી. શેવક<br>ચીમનલાલ છગનલાલ શાહ.

# બે બોલ.

---

પ્રિય વાંચનાર ! આ લઘુ પુસ્તક લખવાનો ઉદ્દેશ એવો છે કે આપણા દેશના યુવાન સ્ત્રીપુરૂષો આજકાલ પાશ્ચિમાત્ય દેશના રિતરિવાજ ગૃહણ કરે છે. પણ મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે તેઓ તેમની વિદ્યા હુન્નર આદી અનેક સદ્દગુણો નહિ ગૃહણ કરતાં તેમના પોષાકની ફેશનની શીશીયારીથી અંધ બની તેવા ગુણો ગૃહણ કરે છે. મિત્રો ! આ લઘુ પુસ્તક વાંચવાથી અને તેમાં આવેલા વિષયોથી આપને ખાત્રી થશે કે તેવા નકામા ખોટા ખર્ચથી તથા તેવા પહેરવેશથી શું શું હાની આપણા દેશને થાય છે. જો કે આ પુસ્તક કલ્પીત છે, છતાં તેમાં રહેલો ગુઢ ભાવાર્થ મારા દેશ બાંધવો સમજશે તોજ હું મારી કરેલી મહેનત સફળ થઇ સમજીશ. મિત્રો, આપણા દેશની દીનપર દીન પડતી થવાનાં મુખ્ય કારણો શોધો અને બ્રિટીશ તાજના સુખશાંતી ભરેલા રાજ્યમાં તમારી વિદ્યા, હુન્નર, ઉદ્યોગ વિગેરેમાં વધારો કરો. બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ વિગેરે અનેક દુર્ગુણોને તિલાંજલી આપો. દુષ્ટ નાતજાતના જંગલી રીવાજો નાબુદ કરો. સ્ત્રીકેળવણીનો પ્રચાર દીનપર દીન વધારો. સંપ કરી ભાતૃભાવનો વધારો કરો. જો કે હાલમાં આપણા દેશમાં થોડેઘણે અંશે વિદ્યા, હુન્નર ઉદ્યોગાદી વધતા જાય છે, તોપણ બીજા દેશો કરતાં આપણો દેશ ઘણોજ પછાત્ત છે. તો મિત્રો આ લઘુ પુસ્તકમાંથી હંસ પક્ષિની પેઠે સાર ગૃહણ કરી, લેખકને સહાય આપશોજી. જો કે આ પ્રથમ પ્રયાસ છે તો તેમાં અનેક ભુલો સ્વભાવિક રીતે હશે તોપણ આપ સુજ્ઞ બાંધવો તે તરફ દૃષ્ટિ નહી કરતાં લેખકનો મુળ ઉદ્દેશ શું છે તે સમજશો ને જે ભુલો લાગે તે સુધારવાને સુચના કરશો તો આ શેવક અવશ્ય સુધારશે. મિત્રો, આ સંસાર-સમુદ્રમાં દરેક પ્રામર પ્રાણી ગોથાં ખાય છે. અને જે પોતાનું નથી તેને પોતાનું માની ખાલી મોહજાળમાં ફસાય છે. પણ જ્યારે તેને અનેક રીતે ઠોકરો વાગે છે ત્યારેજ તે સુધરે છે. તેવીજ રીતે આ પુસ્તકમાં લખવામાં આવેલું છે. છેવટે આપ સુજ્ઞ બાંધવો, આ લઘુ પુસ્તક સ્વીકારીને લેખકને સહાય આપશો, એવી આશા રાખું છું.

અસ્તુ ! અસ્તુ ! ! અસ્તુ ! ! !

રચનાર,
**એ. વી. શાહ. શાહપુરવાળા.**
**જૈ. શ્વે. કો. ઉપદેશક.**



આ પુસ્તક મળવાનાં ઠેકાણું.



શા. જેસંગભાઈ મગનલાલ,

ઠે. રતનપોળ, નગીનાપોળ-**અમદાવાદ.**

શા. ચીમનલાલ છગનલાલ,

ઠે. મદનગોપાળની હવેલી પાસે, લવારની પોળમાં,

અથવા

શ્રી મોહનલાલજી જૈન લાયબ્રેરીમાં, ડોસીવાડાની પોળ આગળ હીરાલાલના ડેલા સામે-**અમદાવાદ.**



# સંક્ષિપ્ત-સાર.

## દુહા

રાજનગર રળિયામણું, વિધવિધનાં વ્યાપાર;
વસે વણિક એક વ્હાલથી, મગનલાલ સાહુકાર. ૧
પાંચ વર્ષની પુત્રી એક, સોળ વર્ષનો સૂત;
લાલ-લલિતા નામ ને, રંગ રૂપ અદ્ભૂત. ૨
ફેન્સી કાપડ સૉપમ, રહે છે શાણો સૂત;
મીત્ર થયા ત્રણ તેહને, કામ સ્વાર્થ ને ધુર્ત. ૩
ધુર્તે ચોરી શીખવી, ધન મેળવવા ધ્યાન;
સ્વારથિયે હોટેલમાં, કર્યો ઘણા ગુલતાન. ૪
કામે કામ વિહ્વળ કર્યો, કર્યો લંપટીલાલ;
દુકાનેથી દૂર થયો, હજુ થશે બેહાલ. ૫
રીચીરોડની સડકપર, જબ્બર જેચંદ શેઠ;
ત્રીજિ વાર કરવી ત્રિયા, વર્ષ પૂરા પાંસેઠ. ૬
ગોરે સ્વારથ સાધવા, કહ્યું શેઠને ખાસ;
વિણુ પરણ્યેથી વૃદ્ધ વયે, કુણુ કરશે બરદાસ. ૭
પુત્ર પ્રૌઢ પરણેલ છે, પુત્રી પરાયું ધન્ન;
નવી નેહથી શેઠજી, કરશે જાતે જતન્ન. ૮
શેઠે હા કહી હોંસથી, ગજવુ ભરવા ગોર;
ગામડિયણુ એક ગોતિને, લાવ્યો એજ બપોર. ૯
નાત જાત નવ નીરખી, નિરખ્યું કન્યા રૂપ;
ભણુતર પણુ ભાળી ભલું, પડયો શેઠજી કુપ. ૧૦
સુંદર કન્યાનાં કર્યા, પુરાં પાંચ હજાર;
ભર્યું ગોરનું ગજવું, લગ્ન કર્યા નિરધાર. ૧૧
નવીએ નીચ વૃત્તિ થકી, કહ્યું શેઠને કાન;
ઘરમાં બીક લાગે ઘણી, પુત્ર કરે તોફાન. ૧૨
શેઠ વચનથી સુત શિર, આવ્યું ઘડિમાં આળ;
મુખ મુંગે જુદો થયો, બોલી શકે શું બાળ. ૧૩

નવિન યુવાનીમાં નવી, બાગ બગીચે જાય;
દાસ દાસી ભીમો મણી, લાલચથી લલચાય. ૧૪
નવિને નવિન ખરીદમાં, મલ્યો લંપટી લાલ;
નવિન જાળમાં ગુંથીને. ખુબ મેળવ્યો માલ. ૧૫
લાલ નવી ગુણકા ગૃહે, મોજ માણવા જાય;
દુષ્ટ મિત્રોની દોસ્તિથી, સરાબ પણ પીવાય. ૧૬
એક દિન દારૂ અધિકથી, ઘેનમાંહિ ઘેરાય;
બાળ મિત્ર કુંદન થકી, સહેજે સુધરી જાય. ૧૭
લાલ પિતાએ વ્હાલથી, સોંપ્યો ઘરનો ભાર;
કુંદનનાં કહેવા થકી, પરણ્યો શાન્તા નાર. ૧૮
દુષ્ટ મિત્રોએ દુષ્ટતા, કીધી અપરંપાર;
ચોરી કરતા મિત્ર ત્રણ, દોરાયા દરબાર. ૧૯
છુટ્યાં કુંદન કેંણથી, સુધર્યા કુંદન પાસ,
અવગુણ ઉપર ગુણ કર્યો, લાલ તને સાબાસ. ૨૦
નવિના પ્રત્યુત્તર વિષે, કર્યો બહુ વિધ બોધ;
પણ નવિને તવ નવ ગમ્યો, વધ્યો અતિશય ક્રોધ ૨૧
કાન્તી શાન્તા કુન્દનને, શાણી સુભદ્રા સાર;
જુગલ જોડે સુરત જઈ, કરે વિવિધ વ્યાપાર, ૨૨
જેચંદ મરતાં સહુ સગાં, રોયા તાણી રાગ;
નવિને વૈધષ્ય વેષથી, વસ્યો અધિક વૈરાગ્ય. ૨૩
સુરત જઇને લાલની, માગી બહુ વિધ માફ;
આવ્યા અમદાવાદમાં, વ્યાપારે દિલ સાફ. ૨૪
મગનલાલ માંદા હતા, કીધો વૈકુંઠ વાસ;
શાન્તાને સુત સાંપડયો, સુન્દિર શાન્તિદાસ. ૨૫
કલ્પિત વાત વિચારીને, લખી લેખણે હાલ;
લલનાની લઘુતા તજો, આ શિષ્ય અમૃતલાલ. ૨૬

---



# લાલની લીલા

## અને

# બુઢ્ઢાનો બળાપો.



## પ્રકરણ ૧ લું.

## રીચીરોડની સડક.



સાયંકાળના સમયમાં સૂર્ય રક્તવર્ણયુક્ત થઇ સૃષ્ટિ ઉપરથી છપાઇ જવાની તૈયારીમાં છે; પક્ષીઓ કીલ કીલ કરતાં પોતાના માળા ભણી જાય છે; મીલના મજુરો આખા દિવસની મજુરીથી છૂટેલા હોવાથી ઘર તરફ વિદાય થાય છે; શોખીન યુવાન સ્ત્રીપુરૂષો બાગમાં ફ-રવા જવાને માટે પોતાનો ડ્રેસ સજી નીકળી પડયાં છે અને નિ-

શાહેવી પોતાનો અમલ હળવે હળવે પ્રસરાવતી જાય છે. આ વખતે રીચીરોડનો દેખાવ મનને આનંદ પમાડી આશ્ચર્યચકિત કરે તેવો લાગે છે. ઠેક ઠેકાણે ગ્યાસના દિવાઓ થઇ રહ્યા છે. દીવસ કરતાં રાત્રે માણસની ભીડ વધારે માલૂમ પડે છે. આ વખતે પાનવાળાની દુકાને ગ્રાહકોની તડામાર ચાલતી જોવામાં આવે છે. રીચીરોડ ઉપર આવેલો આનંદભુવન, શાંતિભુવન, વિલાસભુવન આદિ હોટલોનો દેખાવ તો આ વખતે ઘણો રમણિય થઇ પડયો છે. કારણ કે આ વખતે દરેક શોખીન પુરૂષો પોતાના મિત્રમંડળ સહિત ત્યાં બેઠેલા નજરે પડે છે. શોખીનોના વિચારો તથા ગોઠવણો અહીંજ થતાં હોય તેવું માલૂમ પડે છે. [ બીચારી નિરાધાર બાળાઓની મશ્કરી કરવા તથા લાગ ફાવે તો કાંકરીયા ઉપર હવા ખાવાને લઈ જવા કેટલાક શોખીન યુવાનો ચુકે નહિ. ] આ વખતે આસરે રાત્રીના સાડાઆઠ વાગ્યાનો સમય થયો હતો તે અરસામાં ચાર પાંચ યુવાન મિત્રોની બનેલી એક છાકટી ટોળી એક હોટલમાં ગઈ. હોટલવાળાને શીખંડ, પુરી, ભજીયાં, ચાહ, કોફી, દુધ ને સોડા લાવવાનો હુકમ કરી તેઓએ પોતાની વાત શરૂ કરી.

આ ટોળીમાં સૌથી અગ્રેસર ગણાતા યુવાનતરફ આપ દ્રષ્ટિ નાંખશો તો સહેજ માલૂમ પડશે કે તે કોઈ ગૃહસ્થનો પુત્ર હોય તેવું લાગતું હતું, ને બીજાઓ તો જાણે મફતીઆ ભાઇબંધ હોય તેવો ભાસ થતો હતો. આ વખતે માખણીયા દલાલમાંના એકે પોતાની વાત શરૂ કરી.

ધૂર્તલાલ ( પોતાના અગ્રેસર સામું જોઇ )–કેમ મિત્ર લાલ, આજનો દિવસ ઘણોજ આનંદી છે. કારણ કે આજ આપણે તે માશુકનું મન મેળવવા ભાગ્યશાળી થઇશું.

લાલ—પ્યારા મિત્રો, આ કામ બહુ સાવચેતીથી લેવાનું છે, તમો અહીં વાત કરતાં અચકાતા નથી પણ જો આપણી

વાત કોઈ જાણશે તો આપણો પાપનો ઘડો ફૂટી જશે; માટે લાંબી ટુંકી જવા દઇ આવેલા ભાણામાંની હાજરી લો.

કામીલાલ ( ખાતાં ખાતાં બોલે છે )—વાહરે સુંદરી વાહ! જ્યારથી મેં તને જોઇ છે ત્યારથી મારૂં મન આકુળવ્યાકુળ થઇ ગયું છે. તારી લટકાળી આંખ, તારૂં બોલવાનું ચાતુર્ય, તારૂં લાવણ્ય ને તારાં ચંચળ નયનબાણરૂપ કટાક્ષે મને ઘણોજ ઘાયલ કરી નાંખ્યો છે. પણ પ્યારા મિત્ર, તે મારી દીલજાન માશુક મને ક્યારે મળશે?

લાલ—ભાઈઓ, ચિંતા ન કરો. ઉતાવળે આંબા પાકતા નથી. જ્યારથી તે મારી દુકાને ફ્રેન્સી ચોળીનું કપડું લેવા આવી હતી, ત્યારથી મારે તેનો અનાયાસે મેળાપ થયો. વાતવાતમાં તો તેણે મને ઘાયલ કરી નાંખ્યો. તેનું ગૌર વર્ણનું ખીલેલુ બદન, નાજુક મગફળી જેવી પાતળી આંગળીઓ, નાગની ફેણ જેવા કેશ, દાઢમની કળીઓ જેવી દાંતની હાર, પરવાળા જેવા હોઠ, ને વાતવાતમાં ફેંકાતાં નયનબાણે મારૂં મન વિહ્વળ બનાવી દીધું છે. પ્યારા મિત્રો, આજે નવ વાગે તેની પોળમાં રાત્રી જાગ્રણ છે, તેથી તે આપણને ત્યાં મળે તેવો સંભવ છે. વળી મારે ને તેને વાત ચિત કરવાનો પ્રસંગ પેહેલેથી પડેલો હોવાથી તે મારી જોડે વાત કરતાં સંકોચાશે નહિં. માટે મિત્રો, હવે ઉતાવળ કરો; આપણે ત્યાં જવું જોઇએ. ( આટલી વાત કર્યા પછી તેઓ પોતાની ડીસીઝ ખાલી કરી ચાહ-કાફીના પ્યાલા પીને, તૈયાર થઇ, બીલ ચુકાવી, પૈસા આપી ચાલતા થયા. ) આ વખતે રાત્રીના નવ વાગ્યા હતા. ચારે મિત્રો અરસપરસ વાતો કરતા, કરતા પોતાની માશુકના ઘર આગળ આવેલા રાત્રી જાગ્રણના મથક આગળ આવી પહોંચ્યા.

લાલ—મિત્રો; તમે પોળ બહાર બેસો. હું યુક્તિ પ્રયુક્તિ કરી મારી માશુકને લાવ્યા વગર રહેનાર નથી. માટે સાવધ

રહેજો. વળી તમને કહું છું કે જેવો હું સોટી વગાડું કે તરતજ તૈયાર રહેવું. આટલું કહી પોતાની સ્ટીક હલાવતો હલાવતો જવા લાગ્યો. પોળમાં જઇ ગાતી સ્ત્રીઓ ઉપર નજર નાખતો આમ તેમ ફરી પોતાની માશુકને શોધતો હતો, તેવામાં તેની એક બાજુએ એક સ્ત્રી ઉભેલી તેના જોવામાં આવી કે તરતજ ઉભો થઇ જોડે આવેલી ગલીમાં જ્યાં પુષ્કળ અંધારૂ હતું ત્યાં આવવા તેને સૂચના કરી ચાલતો થયો.

લાલ--વ્હાલી! માશુક, તું જ્યારથી મારી દુકાને આવી ત્યારથી મારૂં ચિત્ત ચોરી ગઇ છે; અને મને એક ઘડી પણ ચેન પડતું નથી. ઘરમાં કે બહાર, મિત્રમંડળમાં કે રમત ગમતમાં, મને ગોઠતું નથી, માટે તારા અધરામૃતનું પાન કરવાને વિહ્વળ થયેલા તારા આશકને શાંત કર, શાંત કર.

સ્ત્રી—જ્યારથી આપને જોયા છે ત્યારથી મારૂં મન પણ ઘણુંજ આકુળવ્યાકુળ થઈ ગયું છે, માટે પ્યારા, આપની મરજીમાં આવે તેમ કરો. આ દાસી આપને તાબે થવાને તૈયાર છે.

લાલ ( જરા વિચાર કરી )—પ્યારી ચાલ ત્યારે આપણે કાંકરીયે જઈએ. ગાડી બહારજ ઉભી છે, તો આપણે ત્યાં આવેલી નગીનાવાડીમાં મોજશોખ મારી થોડીવારમાં પાછા ફરીશું.

સ્ત્રી--વહાલા, આપ જ્યાં લઇ જશો ત્યાં આવવા આ આપની દાસી તૈયારજ છે, પણ આપને જણાવવાનું કે આ રાત્રી જાગ્રણ પુરૂં થયા પહેલાં આપણે અહીં આવવું જોઈએ.

લાલ—તેની તારે બીલકુલ ચિંતા રાખવી નહીં. આપણે ફ્કત એકજ કલાકમાં અહીં આવી પોંહચીશું.

એમ કહી બન્ને જણ પોળમાંથી બહાર આવ્યાં. જ્યાં લાલના મિત્રો ઉભા હતા ત્યાં આવી, લાલે તેમાંના એકને ગાડી લાવવા હુકમ કર્યો કે તરતજ તે બે મીનીટમાં ગાડી લઇ આવ્યો.

બીજાને કંઈ ખાવાની સારી ચીજો લેવા મોકલ્યો, તે પણ પોતાનો સ્વાર્થ અંદરથી કાઢી લેવા તત્પરજ હતો, જેથી બે મીનીટની અંદર ગાડી તથા ખાવાનું આવી પહોંચ્યું. એક ગાડીમાં લાલ પોતાની માશુક જોડે બેઠો, ને બીજીમાં તેના સ્વાર્થી મિત્રો બેઠા. ગાડીવાળાને ગાડી કાંકરીયે લઇ જવા હુકમ કર્યો કે તરતજ રીચીરોડ ઉપર થઇ પાંચકુવા આગળથી પસાર થઇ ગાડી કાંકરીયામાં આવેલી નગીનાવાડી આગળ આવી ઉભી રહી.

પ્યારા વાંચકવૃંદોને જણાવવાનું કે જ્યારથી હીંદુસ્થાનમાં ફેશનની ફીશીઆરી ચાલુ થવા માંડી છે ત્યારથી આવા કૌતુકો દિનપર દિન વધતાં જાયછે, તેને અંગે હોટલો પણ વધતી જાય છે. અનાચારે પોતાનું રાજ્ય ફેલાવી દીધું છે. ફેશનમાં અંજાયેલાં સ્રીપુરૂષો પોતાના સગાં વહાલાંઓની દરકાર કરતાં નથી, ને જો ભોગજોગે થોડું ગોટપીટ કરતાં આવડયું તો જાણે કે હું એક વિદ્વાન્ છું તેવો ડોળ કરે છે. આ બધું થવાનું કારણ આપણી નબળાઇજ સૂચવે છે. આપણા દેશની સ્રીઓના પહેરવેશ તદન નાયકા જેવા થયા છે તેથી તેમને જોનાર યુવાન પુરૂષોથી રહી શકાતું નથી કે જેથી તેઓ ન કરવાનાં કામો ધોરી રસ્તા ઉપર પણ કરવાને ડરતા નથી; તેમાંના કેટલાક તો રાંડ ઉપર કાંકરા નાંખે છે, કેટલાકો હાથના ચાળા કરે છે, ને કેટલાક નયનના [આંખના] અણુસારા મારે છે, પણ તેથી તેઓની નીચ મનોવૃત્તિ તૃપ્ત થતી નથી પણ ઉલટા દુઃખી થાય છે. ભાઇઓ, આપણી વાર્તામાં ભાગ લેનાર આ આશુકમાશુક કોણ હતાં તે જાણવા દરેક વાંચકવૃંદને ઉત્સાહ થતો હશે તો તમને તે માશુક કોણ હતી તે જણાવીશ.





# પ્રકરણ ૨ જું.

## વૃદ્ધ શેઠના વિચાર.



રી ચીરોડ ઉપર આવેલા એક ઘરમાં મંદમંદ પ્રકાશ આપતો લાઈટ સળગ્યા કરે છે. રાત્રીના બાર વાગ્યા હોવાથી સર્વત્ર શાંત દેખાવ છે. રાત્રીએ પોતાની અંધાર પિછોડો પૃથ્વી ઉપર પાથરી દીધો છે, તેથી જોડેનો માણસ કોણ છે તે જાણવાને દીવાની જરૂર પડે છે. આ ઘરની એક બારીમાં આરામચેર નાંખી એક વૃદ્ધ પુરૂષ વિચાર કરતો પડેલો છે.

" અહો દૈવ, તેં મારૂં સર્વસ્વ હરી લીધું, મારી પ્રેમદોરી તોડી નાંખી, મારી સુખદુ:ખની સાથીયણ મારી પ્રિય અર્ધાંગના હાય ! હાય ! ગઈ. મેં અનેક પ્રકારે સંકટો વેઠી આ રિદ્ધિસિદ્ધિ મેળવી છે. લોકોના કહેવા મુજબ હું નવી સ્ત્રી શું કરૂં ? હા કહું તો ખરો; પણ મારે કયાં પુત્રપુત્રી નથી, તેઓ છે જેથી ઘરમાં ઓરમાઇઉં કરી દરરોજના ટંટા હોરવા મને પસંદ નથી.

પણ મારા ઘરની વ્યવસ્થા કોણ કરશે ! ” આવા વિચારમાંને વિચારમાં શેઠ પોતાનો આરામ ચેરમાં નિદ્રાધિન થઈ ગયા. સવાર થયું કે નિદ્રામાંથી જાગી દાતણ પાણી લાવવા ચાકરને હુકમ કર્યો. દાતણ પાણી કર્યા પછી શેઠે સ્નાન કર્યું. સેવાપુજા કરી પરવારી તેઓ પોતાના દીવાનખાનામાં આવી બેઠા. આ દીવાનખાનું જુની ઢબથી ગોઠવવામાં આવ્યું હતું. તેની આજુબાજુની ભીંતો ઉપર સુંદર છબીઓ ટાંગવામાં આવી હતી ને તેમાં ચાઈનાના ચાર મોટાં કબાટો ગોઠવવામાં આવ્યા હતાં તેની એક બાજુ સુંદર જાજમ ઉપર ગાદીતકીયા નાંખી દીધા હતા. બીજી બાજુએ એક સુંદર ટેબલની આસપાસ ચાર પાંચ ખુરસીઓ ગોઠવી દીધી હતી. આ વખતે શેઠ પોતાના દીવાનખાનામાં હુકકો ગગડાવતા બેઠેલા હતા. તેટલામાં ચાકરે આવી સલામ કરીને કહ્યું કે શેઠ કોઇ ગોર મહારાજ અંદર આવવા માગે છે. થોડીવાર વિચાર કરી શેઠ બોલ્યા જાઓ તેમને મોકલો.

ગોર મહારાજે ‘જેશ્રીકૃષ્ણ’ કહી, પ્રણામ કરી, શેઠની સન્મુખ બેઠક લીધી ને પોતાની તમાકુની ડાબલી કાઢી.

શેઠ—કેમ ગોર મહારાજ, ખુશી તો ખરાને ગામમાં તથા ન્યાતમાં શી ખબરો છે ? તથા આ રંકનું ઘર કેમ પાવન કર્યું છે તે કહેશો ?

મહારાજ ( તમાકુનો ટાબોટો વગાડી મુખમાં નાંખતા ) બોલ્યા—શેઠજી, હું આપના પ્રતાપથી ખુશી આનંદમાં છું. વળી ગામમાં પણ હાલ નામદાર ઈંગ્રેજ સરકારના અદલ ન્યાયથી સર્વત્ર શાંતિ છે. ન્યાતમાં તો પુંછવુંજ શું ? આખા ગામમાં તે સંપ કદી દીઠો ? કે વળી ન્યાતમાં સંપ હોય !

શેઠ—ગોર મહારાજ આપનું કહેવું યથાર્થ છે, પણ ત્યાં શી વાતો થાય છે તે કૃપા કરી જણાવશો ?

ગોર—ગરીબપરવર, આપની પણ વાતો થાય છે કે શેઠ જેચંદભાઈને નવી નહીં કરે તો તેમની માઠી વલે થશે. તેમના છોકરાની વહુ સારી નથી, તેથીજ હવે એ મદમાતા શેઠને ખબર પડશે.

શેઠ—મહારાજ, મારો વિચાર નવી કરી ઘરમાં કંકાસ ઘાલવાનો નથી. વળી જો નવી સારી આવે તો ઠીકજ છે નહીં તો બાપદાદાની આબરૂને કલંક લગાડે.

ગોર—શેઠજી, આપના બાપદાદાઓ તો આવો કશો વિચાર કરતા નહોતા વળી તમારી ઉમ્મર તો હજુ વધારે નથી. સારી નરસી આવે તોએ તમારે શું ? તેના બાપની આબરૂ જશે, તેમાં આપણે શું ?

શેઠ—ગોર મહારાજ આપનું કહેવું ખરૂં છે પણ હાલમાં તમારા ધ્યાનમાં કઈ કન્યા છે ?

ગોર—શહેરની કન્યા લાવવામાં તમારો સંસાર સુખી નહિ થાય તેથી જો બહાર ગામની લાવશો તો તમે સુખી થશો. ખર્ચ તો વધારે થશે, પણ શેઠજી હું તો તમારા ભલાને માટે કહું છું.

શેઠ (વિચારમાં પડી)—વારૂ ગોર, હાલમાં તમારી ધ્યાનમાં જે કન્યા હોય તે કહી દો તો સારૂ.

ગોર—શેઠજી, મારી કને હાલમાં સોળ વર્ષની એક સુંદર કન્યા છે. વળી રૂપમાં તો રતી જેવી, તમારા ઘરની આબરૂને લાયક છે, પણ તેનો બાપ તો રૂ. ૫૦૦૦) માગે છે.

શેઠ (હબક ખાઈ)—હાય ! હાય ! પાંચ હજાર રૂપીઆ ! ના રે ! બાપ તે તો કેમ અપાય ગોર મહારાજ તમે વિચાર તો કરો કે તે સાળાઓ દીકરીઓને મોટી કરી વેચવાનો ધંધો લઈને બેઠા છે.

ગોર—શેઠ, આપજ વિચાર કરો કે નવી વહુ પરણવી છે. વળી ઓરમાઇઉ છે. આપ પણ વૃદ્ધ છો તો તેટલા રૂપીઆ તો માગશેજ. તમો ગમે ત્યાં કરશો તો પણ તેમાંથી એક દમડી પણ ઓછી બેસશે નહિ. શેઠજી, તમારે માનવું હોય તો માનો નહિં તો આ રહ્યુ

શેઠ–( ગોરના બેપરવાભર્યા શબ્દો સાંભળી બોલ્યા ) મહારાજ, એટલા બધા રૂપિયા તો કેમ અપાય, ગમે તેમ કરી કંઈ ઓછું તો કરો ?

ગોર—શેઠ પરણ્યા એ તો તમે નવી ! જોયું તમારૂં પાણી, એટલા રૂપિયાથી તમો મરવા પડયા તો નવી તો મોજશોખ મારવા આવશે. મોજ શોખ તમે શું પુરો કરશો ?

શેઠને ગોરનાં વેણ હાડોહાડ વાગ્યાં પણ ગરજ બિચારી બાપડીની પેઠે શેઠે કહ્યું. સારૂં મહારાજ, જાઓ લગ્ન કરો. હું ખુશી છું. વળી તમોને પણ શિરપાવ આપીશું. આથી તો ગોર મહારાજ ખુશ ખુશ થઇ ગયા ને શેઠની વાહ વાહ બોલતા બોલતા ચાલ્યા ગયા.





## પ્રકરણ ૩ જું.

# વૃદ્ધ શેઠનાં લગ્ન.

રાતના નવ વાગ્યાનો સમય થયો હતો. રીચીરોડ ઉપર આવેલા મકાન આગળ ઢોલ, ત્રાંસા, નગારાં ને વાજાંનો સૂર નીકળતો હતો, માટે વાંચકવૃંદ તે વાજાં શા માટે વાગે છે તે જોવાને ચાલો. આપણે જઇએ. બનતી ઉતાવળથી આપણે ત્યાં પહોંચવું; નહિં તો આપણે તેનાથી અજાણ્યા રહીશું આ વખતે ચારે બાજુએ ઘોર અંધારૂં છાઇ રહ્યું છે પણ અહિંતો ગ્યાસના લાઇટોથી, તથા માણસોની ઠઠથી, ને લગ્નની ધામધુમથી જાણે અત્યારે પણ દિવસ હોય તેવો ભાસ થતો હતો. એક માણસને પૂછવાથી માલૂમ પડયું કે અહીં રહેનાર શેઠ જેચંદભાઈનાં શુભ લગ્ન આજે છે જેથી આ નાદ થાય છે. વરઘોડો ચઢાવવામાં આવ્યો. વરરાજા વૃદ્ધ હોવા છતાં ઘોડા ઉપર આવી બેઠા, ને થોડીવારમાં વરઘોડો ધૂમધૂમ કરતો ચૌટામાં ફરી પાનાભાઇની વાડીમાં ઉતર્યો. જે ઠેકાણે કન્યાને તેના પિતાની તરફથી લાવવામાં આવી હતી. અહીં કન્યાના બાપે પરણાવવાની જોઈતી સામગ્રી તૈયાર કરી હતી.

વાંસની ચોરી બાંધી તેમાં (યુગલ) જોડાને છેડા બાંધી પરણવા બેસાર્યું કે કેટલાક મશ્કરીમાં કહેવા લાગ્યા કે આ છોડીનો આ વૃદ્ધ બાપ થાય તેવું જોડું લાગે છે, અને ત્યાં આવેલા કેટલાક "વરની દીવી ને વૃદ્ધની બાયડી તેતો પારકાને વાસ્તે છે" તેવું પણ બેધડક કહેવા લાગ્યા. ગોર મહારાજ મંત્રના ઉચ્ચાર કરવા લાગ્યા કે મંગળ ફેરા ફેરવવા આ બેને ઉભા કરવામાં આવ્યા. શેઠ તો વૃદ્ધ ને વળી આખા દિવસના થાકેલા હોવાથી તે બે ત્રણ વખત ચોરીમાં પડી ગયા જેથી ત્યાં પુષ્કળ હસાહસ ચાલી રહી. આમ થોડીવાર ચાલ્યા પછી વરકન્યાને પરણાવી દીધાં. રાત્રીના સાડાચાર વાગે કન્યાના બાપે કન્યાને તેને સાસરે મોકલી. આ નવી આવેલી શેઠાણીને તેના આડોશી પાડોશી નવીજ કહીને બોલાવતા, જેથી આપણે પણ તેને નવીના નામથીજ ઓળખીશું. આ શેઠાણી સાહેબ પહેલાં તો ઠીક ચાલ્યાં પણ જ્યારે તેણે તેના વૃદ્ધ પતિની રિદ્ધિસિદ્ધિ જોઇ ત્યારે તો તેના આનંદનો પાર રહ્યો નહિ. પણ જ્યારે તે પોતાના શયનગૃહમાં દાખલ થઇ ત્યારે તેના બળાપાનો પાર રહ્યો નહિ.

આપણી વાર્તાની નાયકા નવી પોતાની ઇચ્છા તૃપ્ત કરવાને માટે પોતાના પતિના શયનગૃહમાં પહેલ વહેલી દાખલ થઇ ત્યારે ત્યાંનો વહિવટ દેખી ઘણીજ ખુશી થઇ. આસપાસ રંગબેરંગી છબીઓ જ્યાં ત્યાં સુંદર લાઇટ, તથા ત્યાં આવેલા, છત્ર પલંગ જોઇ પોતે એક પૈસાદાર શેઠની નવી ગૃહિણી થઇ છે તે જાણી તેના આનંદનો પાર રહ્યો નહિ. વળી જ્યારે તે પલંગ ઉપર સુતેલા પોતાના સ્વામીની કને જઇ ઉભી રહી ત્યારે તેણે એક મોટો નિઃશ્વાસ નાંખ્યો. ને થોડીવારમાં મુર્છા ખાઇ પલંગ ઉપર પડી. શેઠ પથારીમાંથી બેઠા થયા ત્યારે તેમણે તો હાહાકર કરી મુકયો જેથી તાબડતોબ ઘરનાં બધાં માણસો તથા આડોશી પાડોશી ભેગા થઇ ગયા ને શેઠની નવીને બરોબર પલંગ ઉપર સુવાડયા બાદ શેઠે એક નોકરને ડોકટરને બોલાવી લાવવા હુકમ

કર્યો, બીજાને ઠંડા ઉપચારો કરવાને કહ્યું, ત્રીજાને પંખો ઉડાવવા ફરમાવ્યું ને શેઠ પોતાની નવીનો હાથ હાથમાં લઈ નાડ તપાસતા બેઠા. આ વખતે નવીની નાડ પુર જોસમાં ચાલતી હતી. છાતી ધડક ધડક થતી હતી ને તાવ પુષ્કળ જોરથી શરીરમાં ભરાયો અને થોડીવારમાં તો દાક્તર સાહેબ આવી પહોંચ્યા કે તેણીએ એક કારમી ચીસ પાડી. દાક્તર સાહેબ તેનો મનોભાવ સમજી ગયા. વળી આને જોવાથી વધારે હેરાન થશે તેથી વિપરીત પરીણામ આવશે એમ ધારી નોકરોને રૂમ બહાર જવાને ફરમાવ્યું. ને પોતે શેઠને નિચે પ્રમાણે કહેવા લાગ્યા:–

ડોકટર—શેઠજી, તમારા જેવા વૃદ્ધ ડાચાં મળી ગયેલા પતિને જોઈ આ તમારી સુંદરી મુર્છા પામી છે. બીચારી ગરીબ બાળાનો જન્મારો વ્યર્થ ગુમાવ્યો છે. એ બીચારી બાળાએ જ્યારે તમને અતિ નિંદ્રામાં ઘેરાએલા જોયા ત્યારે તેણે એક કારમી ચીસ પાડી છે ને હવે તો તેને શેઠજી કોઈ યુવાન જોડે મોજ શોખ નહિ મારવા દો તો આ તમારી પૈસાની આણેલી પુતળી થોડી જ વારમાં મરણને શરણ થશે. આટલું કહી ડોકટર દવા આપી ચાલતા થયા. થોડી વારમાં તો નવી શુદ્ધિમાં આવી. પોતાની આસપાસ માણસો ભરાયેલા જોઇ તે બોલી શા માટે મને પજવો છો ! જાઓ, ચાલ્યા જાઓ. મારે કોઇનું કામ નથી. આમ કહી પાછી ઊંઘી ગઈ, આવી રીતે રાત્રીનો વખત શેઠે ચિંતામાંને ચિંતામાં પસાર કર્યો. સવારમાં નવી પણ શુદ્ધિમાં આવી. તેણે જાણ્યું કે મારા અધમ પિતાએ પૈસાની લાલચે મને આ વૃદ્ધ પતિ જોડે પરણાવી છે. અરે ચંડાળ નિચ માબાપને હજારવાર ધિક્કાર હો. પોતાની ગાય જેવી અનાથ દીકરીને જે માણસો પાળી પોશી ઉછેરી મોટી કરી અને અંતે કસાઇને હાથે સોંપે છે ને મીંઢળ બાંધે છે તેવા નિચ અધર્મી માબાપોને શત્ કોટી ધિક્કાર હો ! હવે શું કરે? વાણીઆ બ્રાહ્મણનું પરણેતર નાતરીઆ નાતના પરણેતર જેવું નથી તેથી સારા આચારને બદલે નીચ અનાચારો

આચરતાં પોતાનાં માબાપની તથા સસરાની આબરૂ જાય. પણ નવી તો અનાચારમાં ખુશી હતી તે મારા વહાલા વાંચક જાણી લેશો.

હવે નવી એક તરફથી ઘરના દરેક કામોમાં કાબેલ રહેતી હતી. શેઠ પણ આવા નવીના કૃત્યથી દીલગીરી થયા હતા જેથી નવીને કોઈ કંઇ કહી શકતું નહી ધીમે ધીમે નવીએ પોતાનો અમલ સર્વ માણસો ઉપર એવો તો ચલાવ્યો કે નવીના સામું કોઈ કંઈ કહી શકે નહિં. નવીએ પોતાના પતિની સાથે લઢીને પોતાના ઓરમાઈ છોકરાને પણ ઘર બહાર કઢાવ્યો, ને હવે તો તે પોતાના મકાનની અંદર એકલી મહાલવા લાગી. પોતાનો કામજ્વર સહન નહિ થવાથી તેણે અનેક યુવાનોને સપડાવ્યા હતા. તેઓ સુંદર બદન જોઇ મોહિત થતા ને પોતાની નીચ વૃત્તિઓ કોઇ પણ ગુપ્ત ઠેકાણે ઉતારતા. આપણી વાર્તાના પહેલા પ્રકરણમાં રીચીરોડની સડક ઉપરથી લાલની જોડે કાંકરીએ જનાર સ્રી બીજી કોઇ નહિ પણ આપણા જેચંદ શેઠની આ નવીજ હતી. તે પોતે પોતાના પતિની બિલકુલ દરકાર કરતી નહિ. વૃદ્ધ શેઠ પણ આંખ આડા કાન કરતા હતા ને પોતાની નવીના આ કૃત્યથી તેમને પસ્તાવો થતો. હવે આપણે આપણી વાર્તાના મુળ ભાગ ઉપર આવીએ. તેઓ એટલે નવી ને લાલ વગેરેની ગાડી કાંકરીઆ આગળ નગીનાવાડીમાં આવી પહોંચ્યા બાદ ગાડીમાંથી ઉતરી લાલ પોતાની માશુકનો હાથ ઝાલી બાગમાં ફરવા લાગ્યો. પોતાના મફતીયા દોસ્તોને વિદાય કર્યા; નિવૃત્તિથી તેઓ જાત જાતના ફુલો વિણતાં તથા બાગનો અપૂર્વ આનંદ ભોગવતાં પોતાની વૃત્તિઓને તાબે થવા ગુપ્ત જગા શોધતાં હતાં. તેટલામાં એક મોટુ વૃક્ષ તેમના જોવામાં આવ્યું. અંધારી રાત્રી હોવાથી અહિં ઠીક પડશે એમ કહિ બંને એ વૃક્ષ નિચે બેઠાં બેસી ખાવાનુ લાવ્યાં હતાં તે ખાવા-માંથી હાવભાવ કરતાં કટાક્ષબાણ એક બીજા ઉપર નાંખતા. ખાઇ રહ્યા બાદ પોતાની નીચ વૃત્તિમાં ગુલતાન થઇ કામજ્વ-

રને શાંત પાડયા બાદ વખત ઘણો થઈ ગયો છે માટે હવે તો જલદી જવું જોઈએ તેમ ધારી રાત્રીના સાડાઅગીઆર વાગે આ આશુક માશુક પોતાની ગાડી જ્યાં ઉભી રાખી હતી ત્યાં ગયાં. ગાડીમાં બેસી ગાડીને ચલાવવા હુકમ કર્યો કે ગાડીવાળાએ ગાડી મારી મુકી. બરોબર બારને શુમારે રીચીરોડ ઉપર ઉતરી પડયાં. પોતાનુ ઘર નજીક છે એમ કહી નવી પોતાના મકાન તરફ ગઈ ને કહેતી ગઇ કે ફરી મળજો.

આ વખતે શેઠ વિચાર કરતા એક ખુરશી ઉપર પડેલા હતા. તેમનાં ડાચાં મળી ગયેલાં હોવાથી તથા નાકમાંથી વૃદ્ધાવસ્થાને લીધે પાણી નીકળતું હોવાથી તેમનો ચહેરો જોઇ નવીને ઘણી દયા આવી પોતાનો સ્વામી દુઃખી છે તે જોઇ તે બોલી શું તમો હજુ જાગો છો.

શેઠ--વહાલી, અત્યાર સુધી તું કયાં ગઇ હતી ? આથી આપણા ઘરની આબરૂ નહિ રહે માટે હવે તું સુધરે તો સારૂ; નહિ તો મારી સાત પેઢીનુ નામ બોળીશ.

નવી, ( શેઠનાં આવાં વેણ સાંભળી જે સ્વામી ઉપર દયા આવી હતી તેજ સ્વામીને. )--તમે મને કોણ પુછનાર છો ? તેમ સીંહણ પેઠે બોલી ઉઠી.

શેઠ--હશે, મારા ભાગ્યને દોષ, તેમાં તને શું કહું ? મારો વિચાર ફરી પરણવાનો હતોજ નહિ પણ ભાવિ પ્રબળ છે તે મિથ્યા થતું નથી.

નવી--ત્યારે મારો બાપ કયાં તમોને ખોળા પાઘડી કરવા આવ્યો હતો ? તમારે ગરજ હતી. તેથી આ ગોરીના રૂ. પાંચ હજાર ખરચી લાવ્યા હતા. હશે, ખેર મારૂ નસિબ ફુટેલુ કે તમારા જેવા ડોકરા પતિ મને મળ્યા તેના કરતાં મને ઝેર દઈ મારી નાંખી હોત તો મારે આ દુઃખ વેઠવું પડત નહિ.

શેઠે જાણ્યુ કે નવીનો મીજાજ હદથી જાદે ગયો છે ત્યારે પોતાની પાસે બેસાડી તેને બે વચન કહેવા લાગ્યો કે એ તો હું જાણું છું કે તું જુઠું નહિ બોલે પણ બોલ બોલ મારા સમ તું અત્યાર સુધી ક્યાં ગઇ હતી. ?

નવી ગમે તેટલી પણ કપટી નહતી જેથી ભોળે ભાવે તેણે કહ્યું કે હું તો રાત્રી જાગ્રણનું નામ દઈ કાંકરીએ ફરવા ગઇ હતી. આટલું બોલી હવે મને ઉંઘ આવે છે એવું કહી નિદ્રા લેવા બીછાના પર સુઈ ગઇ ને ધણીધણીઆણી જોડે ઊંઘવા લાગ્યાં.





## પ્રકરણ ૪ થું.

# લાલ કોણ ?

રાજનગરમાં આવેલી હરમાન ગલીને નાકે મગનલાલ કરીને એક શેઠ રહેતા હતા. તેમનો લાલ એકનો એક પ્રિય છોકરો હતો. નાનપણથી પોતાનો એકજ દીકરો હતો તેથી તેના માબાપ તેને કંઇપણ શિખામણ આપતાં નહિ. વળી તેને નાનપણથી સારૂ ખવરાવવાની તથા સારી રીતે મોજ શોખ મારવાની ટેવ પડી હતી. જયારે તે સાત વર્ષનો થયો ત્યારે તેને ગામઠી નિશાળમાં મુકવામાં આવ્યો. ત્યાંપણ તે નિશાળના છોકરાઓ જોડે લડે ને નિશાળના માસ્તરને ગાળો દઇ નાશી આવતો, પણ તે હુશીઆર હોવાથી ભણવામાં સૌથી પેહલો નંબર રાખતો. તે ગામઠી નિશાળમાં આંક સારા શીખ્યો ને ત્યાર પછી મ્યુનિસિપાલિટીની નિશાળમાં દાખલ થયો, ત્યાં ચાર પાંચ ચોપડી ભણ્યા પછી તેણે નિશાળ છોડી દીધી, તેના બાપે ઘણો સમજાવ્યો છતાં તેણે નિશાળે જવા ચોખ્ખી ના પાડી, પોતાની કાપડની દુકાન જે માણેકચોકમાં આવેલી હતી ત્યાં પોતાની જોડે દરરોજ લઇ

જતા. અત્યાર સુધી લાલની કને પૈસા મેળવવાનું સાધન નહિ જેથી પોતાના પિતા જે વાપરવા આપતા તેજ પોતે ઉડાવતો હતો. આ વખતે તેની ઉંમર ચૌદ વર્ષની થઇ હતી એટલે ધીમે ધીમે તેણે કાપડની દુકાનનાં વકરામાંથી રકમો ઉઠાવવા માંડી. તેને તેનાથી પોતાને મન માનતા દોસ્તદારો મળી આવ્યા. કારણ કે " દામ કરે કામ ને લુંડી કરે સલામ " તેવી રીતે હાલનાં બધા મિત્રો પૈસાના સગાજ હોય છે. આથી લાલે પોતાના મિત્રોની ટોળીનું નામ ' મિત્રમંડળ ' આપ્યું. આ મિત્રમંડળનો ધંધો ધમધોકાર ચાલતો હતો. તે ધંધામાં પૈસા બધા લાલના વપરાતા છતાં પણ તેમાંના નફાનો ભાગ તો બધા લેતા હતા, તેઓ સાથે સાંજે ફરવા જાય, રાત્રે વિશીમાં જાય, ને હોટલમાં જઈ મનગમતો ખોરાક લઇ બિચારી બાળાઓને સપડાવવા પ્રયત્નો રચે. તેઓએ પોતાનું મકાન મસકતી મારકીટ કને આવેલી પારસી ગલીમાં રાખેલું હતું ને ત્યાં પોતાનાં નીચ કામો કરતા હતા. આથી તે મિત્રમંડળમાં દિન પરદિન સારો વધારો થતો હતો. આપણી વાર્તાની નાયિકા નવીને લાલે પોતાની દુકાનેથીજ સારો સારો માલ આપ્યો હતો, ને તે વખતે કોઈ ન જાણે તેવી રીતે અમુક ઠેકાણે આવવાનો પણ ઠરાવ કર્યો હતો, તે ઠરાવ પ્રમાણે આપણે જોયું કે તેઓ કાંકરીયે નગીનાવાડીમાં ફરી આવ્યાં. લાલને હજુ સુધી કન્યા મળી નહોતી કારણકે તેણે પોતાનું નામ ઘણીજ પ્રખ્યાતિમાં મુકેલું હતું ! જેથી ન્યાતવાળાઓ તેને કન્યા દેતા આંચકો ખાતા હતા. લાલ દિન પરદિન તદન ખરાબ થવા લાગ્યો. પોતાનાં માબાપ ગમે તેવી શિખામણ આપે તેને માન્ય નહિં કરતાં બેપરવાઈથી વરતવા લાગ્યો. તેનો નાનપણનો સારો મિત્ર જે કુન્દનલાલ હતો તેણે તેને ઘણી વખત કહ્યા છતાં જ્યારે તેણે માન્યું નહિં ત્યારે લાલનાં સગાં કુન્દનલાલને કહેવા લાગ્યાં એટલે કુન્દનલાલ તેને સુધારવા અથાગ મહેનત કરવા લાગ્યો.

તેણે ધાર્યું કે આતો અત્યારે મદોન્મત્ત હાથીની પેઠે કુદે છે તેથી જેમ હાથી ઉપરં અંકુશ મારતાં ઠેકાણે આવે છે તેવું કાંઇક થશે તોજ તે સુધરશે. આવો વિચાર કરી તેણે પોતાના સારા મિત્રોને ભેગા કરી તેમાં લાલને પણ આવવા જણાવ્યું પણ લાલ આવેજ નહિ.

એક દિવસ લાલે ઠરાવેલા વાયદા પ્રમાણે નવી પોતાના પતિની રજા લઇ નીચે ઉતરીને પોતાના યારની વાટ જોતી રીચીરોડ ઉપર આવેલા મકાન આગળ આવીને ઉભી રહી તેટલામાં લાલ તેના દુરાચારી મિત્રો સહિત આવી પોંહચ્યો કે તરતજ તે તેની જોડે આવવા તૈયાર થઈને પોતે ગાડી કરી લાવવા લાલને જણાવ્યું. લાલે ગાડી લાવવા હુકમ કર્યો કે તરતજ ગાડી આવી પહોંચી. ગાડીમાં બેસી તેઓ પોતાના રાખેલા મકાને જવા નીકળ્યાં.





## પ્રકરણ ૫ મું.

# આશુક માશુકનો પ્યાર.

આ મકાન પાનકોરના નાકે આવેલાં મકાનોમાંનુ એક હતું. મકાનની બહાર એક લાઇટ મુકવામાં આવ્યો હતો તથા મકાનના ઓટલા ઉપર એક ઘરડી સ્ત્રી બેઠેલીહતી. મકાન આવ્યું કે તરતજ ગાડીવાળાએ ગાડી ઉભી રાખી અને તેમાંથી યુવાન સ્ત્રીપુરૂષ છુપાતાં છુપાતાં તે મકાનની અંદર ઘુસવાને આમ તેમ જોવા લાગ્યાં. અહિં આગળ બેઠેલી ઘરડી સ્ત્રી આ મકાનની માલિક હોય એમ લાગતું હતું. ગાડી આવી પહોંચી કે તરતજ તે ડોશી ઘરમાં ગઇ ને નવાં આવેલાં યુવાન સ્ત્રીપુરૂષનાં જોડાંને માન આપી બોલી "આઇયે સાબ અહીં પધારી મને આભારી કરી છે. આ આપની દાસી આપનો એકે એક બોલ ઉપાડી લેશે, બોલો આપ ઉપર પધારશો કે?" એમ કહી આગળ ડોશી તેની પાછળ તે યુવાન પુરૂષ ને તેની પાછળ તે સ્ત્રી એમ ત્રણે જણ એક

પછી એક ઉપર ચડયાં. આ માળમાં સુંદર લાઇટ બળતો હતો, જેનું અજવાળું આંસપાસ ફરી વળતું હતું. તેની ભીંતો ખાસ વિલાયતી રંગથી રંગવામાં આવી હતી. બારીઓ ઉપર ફેન્સી ચીત્રેલા કાચ જડી લીધાં હતા. હવા આવવાને માટે વચ્ચમાં પંખો રાખ્યો હતો. જ્યારે અંદર માણસો દાખલ થતા કે તરતજ પંખો ખેંચનાર માણસ પોતાનું કામ કરતો. તેને માળની બહાર નાની ઓરડીમાં બેસાડવામાં આવતો. આસપાસ સુંદર, મનને હરણ કરનારી છબીઓ ટાંગી દીધી હતી, જે આ ઘરને માફક આવે તેવીજ હતી. કોઇ છબીમાં અર્ધનગ્ન સ્ત્રીપુરૂષોનાં જોડાં હાસ્ય વિનોદ કરતા હોય તેવું દેખાતું તો કોઇકમાં એક બીજાનો હાથે હાથ મેળવી બાગમાં ફરતાં હોય તેવો ભાસ થતો હતો. કોઇ ઠેકાણે એક બીજાં ચુંબન કરતાં હોય તેવો દેખાવ જોવામાં આવતો. આ બધી છબીઓ ટાંગવાનું કારણ સજ્જન માણસો તો તરતજ વિચારી લેશે જેથી લખવાની લેખક ઇચ્છા ધરાવતો નથી. આ માળમાં એક બાજુએ એક ગોળ આરસનું ટેબલ ગોઠવવામાં આવ્યું હતું, જેની આસપાસ પાંચ છ ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. ટેબલ ઉપર પાનની પેટી, બીડીઓની રકાબી ને દારૂના શીશા ગોઠવેલા હતા; જેને ત્યાં આવનાર શોખીન યુવાન જોડલાં ઇનસાફ આપતાં. આપણી વાર્તાનાં આશુકમાશુક પણ તે સ્થળે આવેલાં છે, તે તો વાંચકવૃંદો સારી રીતે જાણીતા હોવા જોઇએ. તેઓએ અંદર આવી બેઠક લીધી કે તરતજ તે ઘરની ડોશી બહાર ચાલી ગઇ. હવે તેઓ બંને જણાં તે દિવાનખાનામાં એકલાં પડયાં કે લાલે ટેબલ ઉપર પડેલો એક દારૂનો શીશો હાથમાં લઇ તેમાંથી બે ગ્લાશમાં કાઢયો ને પોતાને હાથે પોતાની માશુકને એક આપવા માંડયો.

માશુક—વહાલા ! મેં મારી આખી જીંદગીપર્યંત આ

પદાર્થ વાપર્યો નથી. (લાલે વિચાર કર્યો કે તે નહિ પીયે તો મારાથી લેવાશે નહિ.)

લાલ—વ્હાલી ! આ પદાર્થ જેવી મજા બીજા કોઈ પદાર્થમાં નથી. મોટા મોટા ઉમરાવ લોકો પણ મોટી મોટી મીજબાનીઓમાં પહેલાં આનોજ ઉપભોગ કરે છે. વળી તેની મજા તો ઓરજ છે વ્હાલી !

'જીસ્ને નહી લીયા શરાબ, ઇસ્કી જીંદગી હે ખરાબ'—

તેવું મહાત્માઓએ વર્ણવ્યું છે માટે મારી વ્હાલી માશુક, મારો હાથ પાછો ન કાઢતાં આ તું ગૃહણ કર.

માશુક—વ્હાલા ! આપ કહો છો તે વાત સાચી હશે; પણ મેં મારી આટલી ઉમરમાં આ ચીજને જોઈ નથી. તે અજાણી ચીજ હું કદી પણ પીતી નથી ને જો તમારા કહેવા પ્રમાણે તે દારૂ હોય તો મારે તો તે ન લેવો જોઇએ. પ્યારા, આપણું શાસ્ત્ર પણ મદીરા પીવા ના કહે છે. લોકોમાં પણ આપણી હાંસી અને ફજેતી થશે તો હવે કહો વ્હાલા, હું કેવી રીતે તે લઈ શકું ? માફ કરો પ્યારા, મ્હારાથી એ નહિં પીવાય.

લાલ—વ્હાલી, હવે આ તારૂં ટાયલું જવા દઇ તારા પ્રેમના ભૂખ્યા પ્રાણને વધારે ન તલસાવ, ન સતાવ અને મારી માશુક, આનો સ્વાદ ચાખ. હું તેને પછીથી કોઈ દિવસ તે લેવાની આનાકાની કરીશ નહિ. આટલું આ તારા વ્હાલા લાલનું વચન રાખ ને પ્યાલો ગૃહણ કર.

(જ્યારે નવીએ જાણ્યું કે આની હઠ તે કોઇ પણ રીતે છોડે તેમ નથી ને પ્યાલો લીધા સિવાય ચાલે તેમ નથી ત્યારે તે બોલી.)

નવી—વ્હાલા, આપની વ્હાલી દાસી આપનો હાથ પાછો કાઢવાને શક્તિમાન નથી, જેથી આ પ્યાલો ગૃહણ કરે છે આ

ઠેકાણે ગમે તેવો બીજો ચમરબંધી હોત તોપણ હું લેત નહિ. ( એમ કહી પ્યાલો હાથમાં લઈ ગટગટાવી જાય છે. ને બીજો ભરેલો પ્યાલો લઈ લાલને આપે છે. લાલ પણ ગટ-ગટાવી જાય છે. તેમ અરસપરસ બંને જણ પ્યાલા ઉપર પ્યાલા ચઢાવવા માંડે છે ને ફાવે તેમ બોલે છે. એમ કરતાં કેફ ખુબ ચઢવાથી નવી બેશુદ્ધ થઈ ખુરશીમાંથી નીચે પડી જાય છે. થોડી-વારમાં લાલ પણ કેફના જોરથી ત્યાં બેશુદ્ધ અવસ્થામાં પડી રહે છે. )





## પ્રકરણ ૬ ઠું.

# લાલના સદ્ગુણી મિત્રના વિચારો.

સૂર્યાસ્ત થવાનો સમય થયો હતો. આકાશ આથમતા સૂર્યનાં કિરણોથી લાલઘુમ થયેલુ દેખાતું હતું; જાણે કે પોતાના મિત્ર સૂર્યની પડતી જોઇને પોતે પણ નરમ થયો હોય નહિં તેમ જે ઉષ્ણ વાયુ દિવસે વાતો હતો તે હમણાં બદલાઇને મંદ અને શિતલ થઇ દક્ષિણ તરફથી ચારે તરફ સંચાર કરતો હતો. આસપાસ સઘળો પ્રદેશ રમ્ય હતો અને આથમતા સૂર્યનાં કિરણજળમાં જાણે સૃષ્ટિ ન્હાતી હોય નહિ તેમ આસપાસ બધું સુવર્ણમય બની ગયું હતું. સૂર્યનારાયણ ધીમે ધીમે અ-દૃશ્ય થતા હતા તેથી તેની દિલગીરીથી સર્વ સ્થળે શાંતિ પ્રસરી રહી હતી. પવનનું જોર નરમ પડવાથી ઝાડોની ડાળીઓનો ખડ-ખડાટ ઓછો થતો હતો. ગોવાળીઆઓ પોતાના ઢોરોને હાંકતા હાંકતાગામમાં જતા હતા ને પોતાનાં ઢોરોને આનંદથી ગીત

લલકારીને સંભળાવતા હતા. આ ગીત સાંભળી ઢોરો પણ નીચાં મોઢાં કરી ચાલતાં હતાં.

આ વખતે શહેર પાસે આવેલી નદી ઉપરના વિકટોરીયા ગાર્ડનમાં એક સુંદર બૅન્ચ ઉપર એક તરૂણ પુરૂષ કંઈ ઉંડા વિચારમાં હોય તેમ દિગ્મૂઢ થઈ બેઠેલો હતો. તેને ત્યાં આગળનો શિતળ પવન લેશ પણ અનુકુળ આવતો નહતો. આ સમયે આ તરૂણ પુરૂષે પોતાની વિચારમાળામાં ગુંથાઈ આગળને આગળ ચાલવા માંડયું. વાચકવૃંદ, આપણે પણ તેના દુઃખમાં ભાગ લેવા ચાલો જઇએ.

આ તરૂણ પુરૂષે પોતાનો પોષાક ટાપટીપ કરીને પહેર્યો નહતો. એક સુંદર ખમીસ, તેના ઉપર એક હલકા કપડાનું પણ સાફ સફાઈબંધ સીવેલું જાકીટ ને તેના ઉપર એક કોટ પહેર્યો હતો. માથે પહેરેલી કેપ (ટોપી) તેના કાળા ભમર જેવા વાળના ગુચ્છાને શોભા આપતી હતી, પગમાં સાદાં બૂટ પહેર્યા હતાં, ને હાથમાં એક સુંદર સ્ટીક ધારણ કરી હતી. આટલો પોષાક તે તરૂણના ગૌરવર્ણ શરીરને અપૂર્વ શોભા આપનો હતો. એકદમ તે તરૂણે એક દિર્ઘ નિઃશ્વાસ મૂકયો ને કંઈ બોલતો હોય તેમ માલૂમ પડયું.

“હાય ! મિત્ર. મિત્ર; તું છેક દુરાચારી નીકળ્યો. તેં તારા બાપદાદાની કીર્તિ ઉપર ને તેમણે મેળવેલી લક્ષ્મી ઉપર પાણી ફેરવ્યું. મેં તને ઘણી વખત કહ્યું છતાં, તે માર્ગ ઘણી વખત છોડવા કહેલું છતાં તું છોડતો નથી ને હવે તો છેકજ બગડી ગયો છે. રાતના બાર બાર વાગ્યા સુધી રાંડોની સાથે ગણીકાઓનાં ઘરમાં પડી રહેવું, ત્યાં જઈ દારૂના શીશા ચડાવવા ને પછી બેભાન અવસ્થામાં પાછું આવવું એ શું !? પણ મિત્રનો આમાં કાંઈ દોષ નથી. તે દોષ તો પેલા લુચ્ચા લંપટ સ્વાર્થી મિત્રો કે જે તેના હાજીહા કરનારા છે તેમનો છે. તેઓ ઝેરી ઉંદરોની પેઠે

તેની પાછળ પડયા છે. જેમ ઉંદર ફુંક મારી પોતાનું કામ કરે છે તેમ આ ઉંદરો પોતાના માખણીઆ મીઠા શબ્દોથી તેને કાલવીને પોતાનો સ્વાર્થ સાધી લે છે પણ ઉંદરનું જેમ ઝેર ચડે છે ને આપણને માલુમ પડે છે તેવી રીતે જ્યારે મારા મિત્રને તેના તે લુચ્ચા મિત્રોરૂપી ઉંદરોનું ઝેર ચડશે ત્યારેજ તે ઠેકાણે આવશે અને સુધરશે. અરે, તેણે પોતાની આબરૂ ન સાચવ્યાથી તેની ન્યાતવાળાઓ પણ તેને કન્યા આપતા નથી. કુલાંગાર પુત્રે પોતાના બાપની આબરૂને પણ બટ્ટો લગાડયો છે. હું ત્યાં જઉં છું કે તેઓ પોતાની ખાનગી મસલત કરતા નથી, ને મારી મશ્કરી કરી મને ચીડવે છે એટલુંજ નહિ પણ હું કયારે ઘરમાંથી જઉં તેમ ઇચ્છતા બેસી રહે છે. તેઓ આજે પાનકોરને નાકે આવેલી ગુણકાને ત્યાં કોઈ સ્ત્રીને લઇને જવાના છે તેટલી વાત મેં બહારે ઉભે ઉભે સાંભળી હતી. તે રાંડ કઈ હશે ? મને લાગે છે કે તે બીજી કોઇ નહિ હોય પણ મારા પ્યારા મિત્રને દુરાચારી કરનારી પેલા જેચંદ શેઠની નવી જ હશે. આહા ! તે નવીએ તો જેચંદ શેઠની સાતે પેઢીનું નામ ડુબાવ્યું ! શેઠને આટલે વર્ષે નવી કરવાનું મન થયું તો તેનાં કડવાં ફળજ તેઓ ચાખે છે. વાચકવૃંદ ! બાળકો શાથી બગડે છે તે તો આપ જાણતા હશો. કાં તો લક્ષ્મીના જોરથી, કે કાં તો મોહના પાશથી બાળકો બગડે છે. હા ! પણ હું હને શું કરૂં? મિત્રને ગમે તેમ કરી સુધારવો એ મારો ધર્મ છે. મેં કુન્દનલાલે પોતાના મિત્ર તરફની ફરજ બજાવી છે તેવું આખા નગરમાં જણાવી દેવું. આમ વિચાર કરી કાંઇ કાંઇ યુક્તિ પ્રયુક્તિ ગોઠવતો વિચારમાં મગ્ન હતો તેટલામાં પાસેના બેન્ચપર ઘણી જ ગુપચુપ રીતે વાતો થતી હોય તેવો તેને ભાસ થયો. કુન્દનલાલે પોતાના કાન સરવા કરી સાંભળવા માંડયું તો કંઈ અવાજ આવતો હોય એમ જણાયું. પોતાને આવતા વિચારોને અટકાવી તે શાંતિથી સાંભળતો હતો.

આ જોડેની બેન્ચ ઉપર બે તરૂણ પુરૂષો બેઠા હતા તેઓના શરીરનો દેખાવ ઘઉંવર્ણો હતો. માથે કોલાકેપ પહેરી હતી, તથા પોતાના વાળનાં પટીયાં તેમણે ઘણીજ સફાઇથી પાડયાં હતાં. વાળમાં સુગંધીદાર તેલ, કોસમેટીક નાંખી પારકે પૈસે પરમાનંદ કરનાર શું કરવું બાકી મૂકે? લ્હેરીઓને છાજે તેવોજ સુંદર પોષાક આ બે જણે પહેર્યો હતો. કલકત્તાનાં ખમીસ ઉપર રીપકાર્ડનના કોટ, ઝીણી કુમાશનાં બારીક ધોતીયાં ને રાણી છાપનાં વીલાયતી બુટ, તથા હાથમાં સ્ટીક રાખી હતી. આ તરૂણ પુરૂષોને કુન્દનલાલ સારી રીતે ઓળખતો હોવાથી તેમની વાત ઘણીજ ઈંતેજારીથી સાંભળતો હતો.

પહેલો તરૂણ પુરૂષ—"ભાઈ, આપણી વિદ્યાને ધન્ય છે. ભલભલાનું પાણી કરવામાં આપણી બુદ્ધિ બહુ વિચિક્ષણ છે. મિત્ર, આજે લાલનો મિત્ર કુન્દનલાલ આપણાં છિદ્ર લાલ આગળ કહેતો હતો પણ બુદ્ધિહીણ લાલને તેની કશી ગતાગમ નથી. તેતો પેલી નવીને જોઇને આંધળો ભીંત થઇ ગયો છે, આપણને પણ તેને લીધે ખુબ માલપાણી મળે છે તો મિત્ર, આપણે હવે બીજી યુક્તિ રચવાની જરૂર છે. ધીમે ધીમે તેના પૈસા પડાવવાનું કામ કરવું ને લાગ ફાવે તો પેલા કુન્દનલાલને પણ જુતીઆંનો માર મરાવવો."

બીજો તરૂણ—"ખરૂં છે ભાઈ, પણ હવે આપણે વખત ગુમાવવો જોઇતો નથી કારણકે ઘણુંજ કામ કરવાનું છે. હજી લાલ તો પેલીને ત્યાંજ પડયો હશે તો ચાલો આપણે તેની તપાસ કરીએ." એમ કહી બંને તરૂણ પુરૂષો ત્યાંથી નીકળી ગાર્ડનની બહાર આવ્યા અને ભાડાની ગાડી કરી પાનકોરને નાકે આવી ઉતરી પડયા ને પેલી ડોશીને મકાને જઈ ઉભા રહ્યા.

તરૂણ પુરૂષે ડોશીને પુછયું—અમારા લાલ હજી ઉપર છે કે?

ડોશીએ કહ્યું—હા છે. શું તમારે તેને મળવું છે? તમો કોણ છો ને શા માટે આવ્યા છો?

તરૂણ—અમે તેના જીગરદોસ્ત છીએ અને તેને વખતસર ઘેર પહોંચાડવો છે માટે આવ્યા છીએ.

ડોશી—જો તમો જુઠું બોલશો તો તમને ઉપર લઇ જઇ બાંધી મારવામાં આવશે માટે સાચું બોલી ઉપર જાઓ.

તરૂણ—અમો જુઠું બોલતાજ નથી. અમોને તેમની આગળ જાઓ.

( તેમની વચ્ચેની થતી વાતચીત એક યુવાન્ પુરૂષ વેગળેથી સાંભળતો હતો. )

ડોશી—ચાલો ત્યારે મારી સાથે. એમ કહી ડોશી તે બંને તરૂણ પુરૂષોને લઇને ઉપર ગઇ. પેલો યુવાન બહાર ઉભો ઉભો આ તમામ ચિકિત્સા જોતો હતો.

બંને જણા જેવું બારણું ઉઘાડી અંદર ગયા તેવુંજ તેમણે જોયુ કે એક બાજુ નવી બેશુદ્ધ હાલતમાં પડેલી છે, ને બીજી બાજુ લાલ પણ તેવીજ દશામાં પડેલો છે. આથી તેઓ ગાભરા બની ગયા. તેમને શું થયું છે તે જાણવાની જીજ્ઞાસાથી તેઓ તેમની આગળ ગયા તો તેઓએ પુષ્કળ મદ્યપાન કર્યું હોય તેમ જણાયું. તરતજ તેઓએ ડોશી મારફત એક નોકરને બોલાવી આ બંને ઉપર પાણી રેડાવ્યું થોડીવારે લાલ શુદ્ધિમાં આવ્યો ને જ્યારે તેણે પોતાની માશુકને બેભાન અવસ્થામાં પડેલી જોઇ ત્યારે તેના હોશકોશ ઉડી ગયા. એક હાય મારી તે પાછો બેભાન થઇ જમીન ઉપર પડી ગયો. આ દેખાવ ખરેખર હૃદયભેદક હતો. નવી તો તદન પાણીથી ભીંજાઇ ગઇ હતી. તે અર્ધનગ્ન હાલતમાં પડેલી હતી. તરતજ તરૂણોમાંનો એક રીચીરોડ ઉપરની એક હોટલમાંથી ત્વરાથી બરફ તથા સોડા લઇ આવ્યો. નવીને

ત્યાંથી ઉપાડી એક પલંગ ઉપર સુવાડી ને તેને કપાળે બરફ ઉપરાઉપરી ઘસવા માંડયો. આશરે ૧॥ કલાક પછી અરધી ઉંઘતી ને અરધી જાગતી હોય તેમ માલૂમ પડયું. એક બાજુએ લાલને પણ પલંગ ઉપર સુવાડવામાં આવ્યો હતો, ને તેના મગજ ઉપર પણ બરફ ચોપડવામાં આવ્યો. થોડી વારે તે સહેજ શુદ્ધિમાં આવ્યો હોય તેમ જણાયું. આશરે બીજો એકાદ કલાક વીતી ગયા પછી બંને જણ સેજસાજ શુદ્ધિમાં આવ્યાં કે તરતજ એક ગાડી લાવી તેમાં તે બંનેને બેસાડી બન્ને તરૂણ પુરૂષો તેમને લઈને ચાલતા થયા. નવીના મકાન આગળ આવ્યા ત્યારે આશરે બાર વાગ્યાનો સમય થયો હતો. સર્વે ઠેકાણે શાંતિ પ્રસરી રહી હતી. રીચીરોડ ઉપરની કોઈ દુકાન જવલ્લેજ ઉઘાડી હતી ને તેનો મંદ પ્રકાશ સડક ઉપર પડતો હતો. ચોકીવાળા પોલીસોનો અવાજ સાંભળવામાં આવતો હતો. નવીનું ઘર આવતાં ગાડીમાંથી તેને ઉતારી તેમાં દાખલ કરીને ગાડી લાલના ઘર તરફ હાંકી. આ વખતે પેલો ચિકિત્સા જોનાર યુવાન્ પણ આવી પોંહોચ્યો ને તે બધો તાલ જોયા કરતો હતો. લાલના ઘર પાસે ગાડી આવ્યા બાદ લાલે પોતાના મિત્રોને પોતાની પાસે આજની રાત્રી રહેવાને સૂચવ્યું પણ તેમાંના એકકે રહ્યા નહિં. કારણ કે તેઓ એમ જાણતા હતા કે જો પોત સવારે પ્રકાશશે તો આ બધું અમારે માથે આવી પડશે, તેથી લાલને તેના બંગલામાં મુકી તેઓ ચાલતા થયા. જે યુવાન આ સર્વ જોયા કરતો હતો તેઓના ગયા પછી લાલના મકાનમાં તેને અલગ ઠેકાણે ગયો જ્યાં લાલ એક પલંગ ઉપર વિચાર કરતો પડેલો હતો. લાલે બારણાં ખખડયાનો અવાજ સાંભળ્યો કે તરતજ કોણ છે એવો પ્રશ્ન પુછયો. મિત્ર, હું છું એમ કહી કુન્દનલાલ તરતજ અંદર આવ્યો ને પલંગ આગળ પડેલી આરામચેરમાં પડયો.

લાલ--મિત્ર કુન્દનલાલ અત્યારે તું અહીં કેમ આવ્યો ?

કુન્દનલાલ--આજે હું બહાર ફરવા ગયો હતો. અહીંથી

જતી વખતે આપને મળવા અવાયું જેથી આવતાં તમને મળાશે એમ ધારી આપની ખુશખબર પુછવા આવ્યો છું.

લાલ—બહુ સારૂં મિત્ર, કેમ હમણાંના જણાતા નથી?

કુન્દનલાલ—હું તો દરરોજ આપને ઘેર આવું છું પણ આપ તો બહાર ગયેલા હો છો. જેથી આપના પિતાજીકને થોડીવાર બેસી ચાલ્યો જઉં છું.

લાલ—ત્યારે તો પિતાજીની જોડે તારે સારો સમાગમ થયો હશે. નહિં વારૂ!

કુન્દનલાલ--હાજી, પણ તે તો વૃદ્ધ થયા ને આપણે જુવાન એટલે એમની જોડે તો અદબથી સારી વાત કરવી જોઇએ. નહિંતો આપણુને બેવકુફ ગણી કહાડે.

લાલ--બહુ સારૂ મિત્ર, ત્યારે આજે તું અહીં સુઇ રહે કારણ કે આજે મારૂં શરીર ઠીક નથી.

કુન્દનલાલ--અત્રે આપના વ્હાલા મિત્રો આજે કેમ નથી આવ્યા?

લાલ—આવ્યા તો હતા પણ તેઓ હમણાંજ ચાલી ગયા છે. મેં તેઓને સુઈ રહેવા કહ્યું, પણ તેઓને ઘેર કામ હોવાથી ના પાડી ચાલ્યા ગયા.

કુન્દનલાલ--શું રોજ તેઓ આપની જોડે સુઇ જાય છે? આજ ચાલ્યા ગયા તેનું કારણ શું? તેઓ તમારાથી રીસાયા છે?

લાલ--ના, મિત્ર; રીસાયા તો નથી પણ આજ તો ખેલ એવો બન્યો છે કે તેઓને તેમને ઘેર સુઇ જવા દેવામાંજ ફાયદો છે.

કુન્દનલાલ--ત્યારે મારે પણ આપની જોડે સુઈ રહેવું વ્યાજબી નથી કારણકે જ્યાંસુધી આપની હકીકત મને વાકેફ નહિ કરો ત્યાંસુધી હું કેવી રીતે આપની સાથે રહી શકું?

લાલ (દારૂની ધુનમાં સર્વે હકીકત કહે છે)—તે સાંભળી

કુન્દનલાલ ખિન્ન થાય છે. લાલે કહ્યું તેથીજ મિત્ર તું સારો છે જેથી તને કોઈ કહી શકે એમ નથી.

કુન્દનલાલ—હાય મિત્ર, હજી તું તે દુરાચારી દુષ્ટ નારીને નહિ છોડે ? શું તારા બાપદાદાની આબરૂને માથે પાણી ફેરવીશ ? મિત્ર, તારે માટે મારે પણ ઘણી જગ્યાએ સાંભળવું પડે છે, તો હવે તું તે લત નહિ મુકી દે એ તો બહુ ખોટું. માટે માન, ભાઈ, હું તો તારા ફાયદા માટેજ કહું છું. આટલું બોલતાં બોલતાં કુન્દનલાલ ગળગળો થઇ ગયો. તેની આંખમાંથી અશ્રુધારા ચાલવા માંડી, ને પોતાના મિત્રનો હાથ પકડી બોલ્યો—વ્હાલા મિત્ર, તારી આવી નઠારી ટેવને તું દેશવટો નહિ આપે ? હું તને વધારે શું કહું ? તેં તારૂં શરીર, આ ટેવથીજ બગાડયું છે. મિત્ર, માન ને તારૂં હિત તપાસ.

લાલ--મિત્ર, તારૂં કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. તું મારા પોતાના હિત માટેજ શિખામણ આપે છે, પણ મારૂં મન ઠેકાણે રહેતું નથી. મિત્ર, પિતાજીને કહ્યા કરીએ છીએ તે છતાં મને પરણાવતા નથી ને તેથીજ હું આ ધંધો લઈ બેઠો છું. જો તું મને પરણાવી આપવાનું વચન આપતો હોય તો આ મારી ટેવો છોડી દેવા હું તૈયાર છું.

મિત્રને આવો સુશીલ ને ડાહ્યો જાણી કુન્દનલાલને આનંદ થયો ને તે હર્ષસાગરમાં ડુબવા લાગ્યો, તે બોલ્યો મિત્ર સાંભળ, જો તારા પિતાશ્રી આ કામમાં મદદ નહિં કરે તો હું મારાથી બનતી મદદ કરી, તારા પિતાને સમજાવી મારૂં વચન પાળીશ. આમ કહી વચન આપી બંને મિત્રો સુઈ ગયા, ને થોડીવારમાં નિંદ્રાધિન થયા.





# પ્રકરણ ૭ મું.

## વૃદ્ધ શેઠનો નવી પ્રત્યે પ્યાર.



નવી અગ્યાર વાગ્યા સુધી બહારથી આવી નહોતી તેથી વૃદ્ધ શેઠ આમતેમ ફેરા મારતો પોતાનાં શયનગૃહમાં ફરતો હતો ને વિચાર કરતો હતો કે "રાંડ હમણાંની તેના કયા માટીની જોડે ફરવા જાય છે? રાંડનો પગ ઘરમાં તો ટકતોજ નથી. દિવસે પોતાની બેનપણીઓ જોડે ને રાત્રે પરપુરૂષ જોડે તે તેનું કાળું કરમ કરવા જાય છે. હાય! આ દુઃખ હું શીરીતે સહન કરૂં? હે ઈશ્વર આના કરતાં મને મોત આપ કે જેથી મારે જોવું એ નહિ ને ને રોવું એ નહિં. પેલા મહારાજના ભરમાવ્યાથી મને કોણજાણે ક્યાંથીયે ઉંધી મતિ સુઝી કે મેં નવી કરી?" આમ વિચાર કરતાં શેઠ પોતાના પલંગ ઉપર પડયો ને થોડી વારમાં નિદ્રાધિન થયો. થોડીવાર થઇ એટલામાં નવી આવી. હળવેથી ગુપચુપ રીતે પોતાના પલંગપર સુઇ રહી અને કોઇના જાણવામાં ન આવે માટે બળતો લૅમ્પ હોલવી નાંખ્યો. ઘરમાં કોઇ આવ્યું

છે એવું જ્યારે શેઠે જાણ્યું ત્યારે તરતજ અરધાપરધા ઉઠી પોતાની પાસે રાખેલી મેચબોક્ષમાંથી કાંડી કાઢી સળગાવી ને લેમ્પ સળગાવીને જુએ છે તો નવીને તેના પલંગમાં સુતેલી દીઠી. આ વખતે તેણી અત્યંત શોભા આપતી હતી, તેના ખીલેલાં નારંગી જેવાં સ્તન તેનું ગોરૂં બદન, છુટા થયેલા સુંદર અને લાંબા કેશ, તથા તેના ગુલાબી ગાલ ભલભલાનું અકર્ષણ કરે તેવાં હતાં. આ જોઇને જે શેઠ તેના ઉપર ગુસ્સે થયા હતા તેજ શેઠ પોતાની આ પ્રિય નાજુક કુમળી કળીનું બદન દેખી દિગ્મૂઢ થઈ ગયા ને તેના ઉંઘતા શરીર ઉપર હાથ ફેરવતા બોલ્યા અહો હું કેટલો મુર્ખ કે મેં આ બિચારી બાળાનો ભવ બગાડયો ! હું કેવો ક્રૂર થયો કે કુમળું ફુલ ખીલવવાને બદલે તેને કાંટાથી ભરપૂર વાડમાં ફેંકી દીધું; પણ હાય ! શું કરૂં ? તેનાં નસિબ યોગે તેણી અહીં આવી. આ વિચારથી શેઠનું મન પીગળ્યું ને તેને ઉઠાડવા તેમણે પ્રયત્ન કરવા માંડયો. શેઠનો કામ જે ઘણા દિવસથી મંદ પડયો હતો તે જાગૃત થયો ને તેને ઋતુદાન આપવાનો તેમનો દૃઢ વિચાર થયો. પોતાને વાસ્તે પોતાનો પતિ આવા વિચાર ભાગ્યેજ લાવશે તે મુગ્ધ નવી જાણતી હતી નહિ. જ્યારે શેઠે તેના ઉપર પોતાનો હાથ ફેરવવા માંડયો ત્યારે તે જાગતીજ પડી રહી હતી. જ્યારે પોતાના ઉપર પોતાના વૃદ્ધ પતિનો આટલો બધો પ્યાર છે એવું તેના મનમાં આવ્યું કે તરતજ તે બેઠી થઈ, ને પોતાના વૃદ્ધ પતિનો હાથ હાથમાં લેઇ અત્યંત હેતથી તેમના હાથને ચુંબન કર્યું. આથી શેઠ અજાયબી પામ્યા, તરતજ પોતાની વ્હાલીને પોતાની છાતી સરસી ચાંપીને જેમ એક નિરપરાધી માણસ હોય તેમ હળવેથી તેને પુછવા લાગ્યા. "વ્હાલી તું અત્યારસૂધી ક્યાં ગઇ હતી, ને આટલી બધી મોડી કેમ આવી, તે સર્વ સાચું કહી દે હું તને કશું કરીશ નહિ."

નવી—પ્યારા, હું કાંકરીયે ગઇ હતી ને ત્યાંથી પાછા

આવતાં ગાડીનો અકસ્માત બન્યો ને ગાડીવાળાના હાથમાં ઘોડા રહ્યા નહિ ત્યારે નિરૂપાયે ચાલીને આવવું પડયું. વ્હાલા, મારે મોડું તો વધારે થયું પણ મને માફ કરશો.

શેઠ—વ્હાલી, તારી દરેક ભૂલને માટે આ તારો પ્રેમી પતિ ક્યારે તને કંઈ કહે છે? પણ આ તારૂં મો શાથી ગંધાય છે? શું તું શાણી થઈને કંઈ પાપકૃત્ય તો કરતી નથી ને?

નવી--મારા વ્હાલા, શું તમો મારા ઉપર આવી વ્હેમીલી નજરથીજ જોશો? શું તમારી નવી બદચાલની છે તેમ કહેવા માગો છો? વ્હાલા, મારાથી તો ઘરમાં બેશી શકાતું નથી. જો હું એક ઇંગ્રેજી ભણેલા ને સુધારાવાળાના ઘરમાં જવા ભાગ્યશાળી થઈ હોત તો કેવું સારૂં થાત, જેથી મારાથી સ્વતંત્રરીતે હરીફરી શકાત! આમ કહીને તેણે દીર્ઘ નિઃશ્વાસ મૂકયો.

આથી શેઠનું મન દુખાવા લાગ્યું ને પોતાની વ્હાલીને પોતે કહેલાં વેણ ખોટાં લાગ્યાં હોય તેવું તેમને લાગ્યું ને આ વખતે તે તેની માફી પણ માગી લેત પણ કંઈ વિચાર આવવાથી બોલ્યો.

શેઠ—મારી વ્હાલી, એતો હું તારૂં પારખું જોતો હતો. હું તને કયે દહાડે બહાર ફરવા જવાની ના કહું છું? જો કે હું તો બહાર ફરવા જતો નથી પણ તારે માટે તો ખાસ પરવાનગી આપી છે. હું તો એમજ સમજું છું કે તું મારી વ્હાલી કોઇથી ચળિત થાય એમ નથી. તું તારે ખુશીથી ફર, ફાવે તે કર, પણ મારી તથા તારા બાપની આબરૂને બટ્ટો લાગે તેવું કામ કરીશ.

નવી--વ્હાલા, મારા જીવમાં જીવ છે ત્યાં સુધી હું એવું નીચ કૃત્ય કરનારી નથી. જો કે મારાં સ્વાર્થી માબાપે પૈસાથી લોભાઈ જઈ આપ જેવા વૃદ્ધ પતિ જોડે મારૂં લગ્ન કર્યું છે તોપણ હું તો આપને પરમેશ્વરરૂપજ સમજું છું, છતાં આપ

જુદું સમજો તો પછી આપની આ દાસીનાં ભાગ્ય! આટલું બોલી તે રડી પડી ને પોતાના પ્યારા પતિના ખોળામાં માથું મૂકી સુઇ રહી.

તેની આવી ચેષ્ટાથી તો વૃદ્ધ શેઠનો પ્રેમ વધારે વધતો ગયો પણ તે બીચારા મૂઢને સ્ત્રીચરિત્રનીઃ ક્યાંથી ખબર પડે? શેઠે તો પોતાની સ્ત્રી એક પતિપરાયણ સાધ્વી સ્ત્રી છે એમ ધારી લીધું ને તેને કંઇ પણ બાબતનું ઓછું ન આવવા દેવું તેવો દઢ નિશ્ચય કર્યો. આમ હાસ્યવિનોદમાં બંને જણાંએ રાત્રી વ્યતિત કરી. પ્રભાતમાં સાત વાગે તે આનન્દમય લાગણીમાંજ ઉઠ્યા.





# પ્રકરણ ૮ મું.

## સાચા સ્નેહીની ફત્તેહ

સવારના ચાર વાગ્યા હતા. શહેરમાં જરા જરા લોકોની અવર જવર થવા માંડી હતી. વાયુ મંદ મંદ થંડો વાતો હતો પક્ષીઓના સ્વર કાને પડવાથી નિદ્રાધિન થયેલા કામી પુરૂષો જાગ્રત થઈ તેમનાં નીચ કૃત્યથી લજ્જા પામી તેમનાં શ્યામ મોઢાં લઇ ગુપચુપ ઘર તરફ જતા હતા ત્યારે ઉદ્યમી લોકો વહેલા ઉઠી પોતાના કામપર જવાની તૈયારી કરતા હતા. કોઈ કોઈ ઘરમાંથી પ્રભાતમાં ગવાતાં ઇશ્વર ભજનના આવતા સ્વર કાનને ઘણો અહ્લાદ આપતા હતા. તારાનો ચળકાટ કમી થવા માંડ્યો હતો. ઘુવડ, ચીબડી ઇત્યાદિ રાત્રીજનાવરો પોતાના શત્રુ સુર્યને આવતો જોઇ ત્વરાથી ઘર તરફ જતાં હતાં. શિયાળ આદિ હિંસક પ્રાણીઓનાં અવાજ બંધ પડયાં હતા, ને કુકડાઓ પોતાના અવાજથી માણસોને પ્રભાત થયું છે તેમ ચેતવણી આ-

પતા હતા. આવા ઇશ્વરી નિયમને આધારે ચાલતી સૃષ્ટિમાં પ્રભાતનો સમય હરેક કામમાં ઉત્તમ ગણાય છે. શોખીન પુરૂષો ફરવા નીકળે છે. ભક્ત માણસો ઇશ્વરની ભક્તિ કરે છે. નિશાળીઆઓ પોતાનાં પાઠ તૈયાર કરે છે, ને દાન દેનારા માણસો દાન દે છે. આ વખતે લાલ પોતાના મિત્ર કુન્દનલાલ સાથે જાગૃત થયો. તે બન્ને દંતધાવન કર્યા બાદ પરવાર્યા. આવું જોઇ લાલના પિતાના આનંદનો પાર રહ્યો નહિ. પોતાના પુત્રને આમ એકાએક સુધરેલો જોઇ શેઠ તો વિચારમાં પડી ગયા. વળી "રાત્રે કુન્દનલાલ અહીં કયાંથી આવી ચઢયો હશે ! રાત્રે લાલ ને કુન્દનલાલ ક્યાં ગયા હશે ? " આવા આવા વિચારોથી શેઠનું મસ્તિક ભમવા લાગ્યું. ખેર ? જે થાય તે જોયા કરવું એવો વિચાર કરી શેઠ પોતાના ઘરની રસ્તા ઉપરની બારીએ ઉભા રહી પ્રભાતની સર્વ લીલા નિહાળતા હતા એટલામાં લાલ ને કુન્દનલાલ બન્ને સાથે બ્હાર ફરવા ગયા ને નદી ઉપર આવેલી વિકટોરીયા ગાર્ડનમાં આવ્યા. માળીને બોલાવી ભગવાનને ચઢાવવાનાં ફુલ લઇ પાછા તાબડતોબ ઘેર આવ્યા ને ઉષ્ણુજળથી બંનેએ સાથે સ્નાન કર્યું ને ત્યારબાદ બંને મિત્રો સાથે દેવદર્શન કરવા ગયા. મંદીરમાં ભગવાનની યથાવિધિ પૂજા કરી ઘેર આવ્યા. કુન્દલાલની શિખામણ પ્રમાણે પોતાના પિતા જે બારીએ બેસી એકી નજરે જોઇ રહ્યા હતા ને પોતાના છોકરાને આમ એકાએક સુધરેલો જોઇ વિચાર કરતા હતા, તેમની આગળ આવી લાલે દંડવત્ પ્રણામ કર્યા ને બે હાથ જોડીને માફી માગવા લાગ્યો.

લાલ--હે પિતાજી, અત્યારસુધી મારી થયેલી સઘળો ભૂલોની મને માફી આપશો. આ તમારા નીચ કુલાંગાર કુલહીણુ છોરૂના અપરાધ ક્ષમા કરશો. આપ સુજ્ઞ, વિચારવંત, ડાહ્યા ને મારૂં હિત ચાહનારા છો, તો આટલા થયેલા મારા અપરાધો ક્ષમા કરશો ને હવેથી હું કોઇપણ પ્રકારનું નીચ કૃત્ય નહિં

કરૂં. આટલું કહેતાં લાલ ગળગળો થઇ ગયો ને પોતાના બાપના પગમાં પડયો. પોતાની ભૂલો જાણી તે સુધારવાને તે કહે છે, તે જાણી વૃદ્ધ શેઠનું હૈયું ભરાઇ આવ્યું. તેને નીચ સમજી પોતે બોલાવતા નહોતા તેનો હવે પસ્તાવો થવા માંડયો. પોતાના પુત્રને એક રંક જેવો થઇ ગયેલો જોઈ વૃદ્ધ શેઠના આનંદનો પાર રહ્યો નહિ. તરતજ તેમણે તેને બે હાથવતી ઝાલી ઉઠાડયો ને પોતાની છાતીસરસો દાબી તેના કુમળા ગાલ ઉપર એક ચુંબન કર્યું. આ વખતે પિતા–પુત્રના શુદ્ધ પ્રેમનો જે દેખાવ હતો તેનું વર્ણન કરવાને લેખકની કલમ શક્તિવાન નથી પિતાની આંખમાંથી હર્ષનાં આંસુ વહેતાં હતાં, અને ગરીબડા વદને પુત્ર પસ્તાવો કરતો હતો. આ બધો બનાવ દશેક મિનિટમાં બન્યો હતો. ત્યાંસુધી કુન્દનલાલ આ બધો બનાવ એકીટશે જોયાકરતો હતો. પોતાના દુરાચારી મિત્રને પોતાની શિખામણુની અસર પુરેપુરી થયેલી જાણીને તે પણ આનંદસાગરમાં ડુબકાં ખાવા લાગ્યો, તેવામાં શેઠ કંઈ કહેતા હોય તેમ જણાયું જેથી કુન્દનલાલ ધ્યાન દઈ સાંભળવા લાગ્યો.

શેઠ––મારા વ્હાલા પુત્ર, મને લાગે છે કે ગઇ કાલે રાતે તને કંઇપણ વિઘ્ન નડેલું હોવું જોઇએ ને તેથીજ તારી ગયેલી શુદ્ધબુદ્ધ ઠેકાણે આવી હોય, તે સિવાય તને ગમે તેટલું કહ્યું હોય તેટલું વૃથા છે એમ મેં અનુભવેલું છે; પણ બધું સારૂં થયું કે તું થોડી મુદતમાં સુધર્યો. હવે તારી લાયકી વધશે, ને તને કન્યા દેવામાં જે લોકો આડે આવતા હતા તે પણ તારી આવી વાત સાંભળી કંઇપણ આનાકાની કર્યાવગર દેશે.

કુન્દનલાલ—મુરબ્બી, આપનું કહેવું યથાર્થ છે. ગઈ કાલે રાતે કંઈ અકસ્માત થયો હતો. બંધુ લાલ પોતાના એકાંતવાસમાં આવી, બનેલા અકસ્માતથી મુઝાઈ વિચારોપર વિચાર કરતા હતા, તેમણે તેમના દુરાચારી મિત્રોને ગઇકાલની રાત્રી અહીં ગુજાર-

વાનું કહ્યું તે છતાં આપની બીકથી તેઓ રાત્રે અહીં સુઈરહ્યા નહિ. તેમનો સઘળો વૃતાંત હું ગુપચુપ જોયાકરતો હતો. મને લાગ્યું કે મારો મિત્ર હાલ ઘણી કફોડી સ્થિતિમાં આવી પડયો છે તેથી તરતજ હું ત્યાં આવ્યો અને તેને આશ્વાસન આપી મેં મારો મિત્રધર્મ બજાવ્યો. મેં તે વખતે થોડીઘણી શીખામણ દેવાની હતી તે દીધી, તેથીજ આજે આવી અસર થવા પામી છે એમ હું ધારૂં છું.

શેઠ--વાહ! કુન્દનલાલ ખરેખર તું કુન્દનજ છું, તારા જેવા સદ્દગુણી, નિઃસ્વાર્થી મિત્રો મળવા દુર્લભ છે. મિત્ર મળે તો આવાજ મળજો, નહિ તો પેલા દુષ્ટો જેવા તો મળશોજ નહિ. એવા મિત્રો કરતાં તો ન મળે તે હજાર દરજજે સારૂ. આમ કુન્દનલાલને શાબાશી આપી, શેઠ નીચે ઉતર્યા. તેમની પાછળ લાલ અને તેનો મિત્ર કુન્દનલાલ પણ ઉતર્યા. શેઠે ચાકર પાસે પોતાને માટે નહાવાનું ગરમ પાણી મંગાવ્યું. નાહી ધોઈ સેવા આદિ કરી પરવાર્યા કે કુન્દનલાલે પોતાને ઘેર જવાની રજા માગી. શેઠે અહીં જમવાનુ છે એમ કહીને તેને રહેવા માટે આગ્રહ કર્યો, અને ચાકરને તમારે ઘેર મોકલી તેની ખબર પણ મોકલી દીધી છે એમ જણાવ્યુ. શેઠનો પોતાના પ્રત્યે આવો ભાવ જોઈ કુન્દનલાલ ખુશી ખુશી થઈ ગયો. થોડીવારે બાપ-દીકરો તથા કુન્દનલાલ ત્રણે જણા સાથે જમવા બેઠા. જમીરહ્યા પછી લાલ તથા કુન્દનલાલ પોતાના એકાંતવાસમાં આરામ લેવા ગયા અને શેઠ કુંચીઓ લેઈ દુકાને ગયા.





# પ્રકરણ ૯ મું.

## લાલ અને તેનો સદ્‌ગુણી મિત્ર.



લાલ—પ્યારા મિત્ર, હું તારો કેટલો ઉપકાર માનું ? આહા ! આજનો દિવસ કેવો આનંદદાયક છે ! અરે હું નહોતો ધારતો કે આમ એકાએક પિતાજી મારા ઉપર પ્રસન્ન થશે. પણ આ બધી તારીજ ખુબી ! મિત્ર, ખરેખર તારા ઉપકારનો બદલો વાળી શકવો અશકય છે.

( એટલામાં બારણું ખખડયાનો અવાજ થાય છે. લાલના દુરાચારી મિત્રો પ્રવેશ કરે છે તેમને )

લાલ—અરે નિચ દુરાચારી હત્યારાઓ, મારા ઘરમાંથી બહાર નીકળો. હવેથી કોઇ દિવસ તમે અહિં આવતા નહિં. જાઓ તમારાં કાળાં મોં મને બતલાવશો નહિ. અરે કૃતઘ્નીઓ, તમેજ મને દુર્વ્યસની, દુરાચારી ને અધમ બનાવી મુકયો હતો, મારા પૈસા ખાઇ તમેજ નિમકહરામ થયા, પણ સારૂં થયું કે મને મારો સદ્‌ગુણી મિત્ર મળી ગયો; નહિં તો હાય ! મારી શી વલે થાત ? જાઓ ! દૂર થાઓ અહિંથી !

કુન્દનલાલ—( મિત્રોને કાઢી મુકવા જતો અટકાવીને ) ભાઈ આમ ન કર; અમે તેવો દુશ્મન આપણે ઘેર આવે તેને અપમાનિત કરવો તે આપણા જેવાનું કામ નહિં ( લાલના મિત્રો પ્રત્યે ) ભાઈઓ, હાલ તમે છાનામાના ચાલ્યા જાઓ. ફરીથી આ ઘરની અંદર આવશો નહિં. તમારા મિત્ર લાલની જોડેની તમારી મિત્રાચારી હવે તુટી ગઈ છે એમજ સમજજો. તમારી કરેલી યુક્તિઓનો પરાજય થયો છે માટે ભુલેચુકે તમો અહીં આવશો નહિં.

ત્રણે મિત્રો--મિત્ર લાલ, અમોને ક્ષમા કર. અમો ભુલ્યા અમો દોષિત થયા, અધમ થયા, અમે નિમકહરામી થયા, અમે તારૂં લૂણ ખાઇ તારૂંજ ખુરૂં ઈચ્છયું. પણ મિત્ર, હવે અમો તેવું અપકૃત્ય નહિં કરીએ. આટલું બોલી તે લુચ્ચા મિત્રો લાલને ત્યાંથી ચાલતા થયા. (તેઓના જતા પહેલાં)

લાલ--ભાઇઓ, અત્યારે તો જાઓ. જો અમે એમ જાણીશું કે તમે હવે તમારી ચાલ ચલગત સુધારી છે અને એવી અમને પુરી ખાત્રી થશે તોજ અમો તમારી જોડે મિત્રાચારી બાંધીશું નહિ તો હવે છેલ્લીવારની સલામ.

( ત્રણે જણ “બહુ સારૂ મિત્ર,” એમ કહી જાય છે).





# પ્રકરણ ૧૦ મું.

## જેચંદ શેઠનું ઘર.



સવારના સાતેક વાગ્યાનો સમય થયો હતો. ઉદ્યમી મનુષ્યો પોતાના કામે વળગી ગયા હતા, દુકાનદારો દુકાન સાફસુફ કરી પોતાનો સામાન ગોઠવી દેતા હતા, શોખીન સ્ત્રી પુરૂષો ફરવા નીકળી પડ્યાં હતાં, સૂર્યનારાયણ પોતાનો ઉદય થયેલો સમજી આનંદથી પ્રકાશ આપતા હતા, ને જેમ જેમ તે વધારે પ્રકાશ આપતા તેમ તેમ માણસો વધારે ઉમંગી થતા હતા. પક્ષીઓ પણ પોતાના માળામાંથી બહાર નીકળી અહીં તહીં ચારો શોધવા દોડમદોડા કરી મુકતાં હતાં, પ્રાતઃકાળ થતાં ખરેખર કીડી સરખું નાનું જીવડું પણ નિરૂદ્યમી બેશી રહેતું નથી. આ વખતે ખરેખર નીચેની કહેવત મને યાદ આવે છે કેઃ—

"પેટ કરાવે વેઠ,"

અહા! નાનાથી મોટું પ્રાણી પોતાના પેટની ખાતર મહેનત કરવા મંડી જાય છે. અહો સૃષ્ટિના જગત્કર્તાએ આવો નિ-

યમ રાખ્યો ન હોત તો કોઈ કોઇનો ભાવ પુછતજ નહિ, કોઈ કોઇનું કામ કરતજ નહિ, ને એકંદરે બધા દરિદ્રી, નિરૂદ્યમી અને કંગાલ થઈ જાત. વિચાર કરતાં સર્વશક્તિમાન્ ઈશ્વરે આવું ધારીનેજ પ્રાણી માત્રના પેટમાં ભૂખ પેદા કરી છે એવું લાગે છે. ભુખ એવી ચીજ છે કે, વખત થાય ને જો તેને સંતોષ ન આપીએ તો મન આકુળવ્યાકુળ થાય, તન ચુંથાવા માંડે, અને શરીરની તમામ ઇંદ્રિયો હળવે હળવે મંદ પડતી જાય; એ કહેવત ખરી છે કે, “સો મણુની કોઠી ભરાય પણ સવાશેરની કોઠી ભરાતી નથી.” તેજ સવાશેરની કોઠીને માટે પામર પ્રાણીઓ આ અસાર સંસારરૂપી સમુદ્રમાં માન, મોહ, લોભ, મત્સર આદિ દુર્ગુણો ગ્રહણ કરતાં શીખે છે અને તેથીજ તેઓ આ સમુદ્રમાં ને સમુદ્રમાં અથડાઈ–પછડાઇ પાછા ઠેરના ઠેર રહે છે. અનેક પ્રકારના દુર્ગુણ ગ્રહણ કરવા છતાં પણ મારા વ્હાલા વાચકવૃંદ, ‘કીડીને કણ અને હાથીને મણ’ એમ પરમકૃપાળુ જગત્કર્તા પુરૂં કરે છે. તે સર્વને ભૂખ્યાં ઉઠાડે છે પણ કોઇને ભુખ્યું સુવાડતો નથી એ ધ્યાનમાં રાખી કેવળ આ પાપી પેટ માટે આપણે શા માટે પાપમાં પડવું જોઇએ? આપણે આપણી સવાશેરની હોજરી માટે આપણાથી બનતી મહેનત કરી સન્માર્ગે તેનું પોષણ કરવું જોઇએ. પણ તે ભરાતાં છતાં તેને માટે નિંદ્ય અઘોર કર્મો કરવાં જોઇએ નહિ. ન્યાયથી વિત્તોપાર્જન કરવું, સત્યને માર્ગે ચાલવું અને દુનીયામાંના મોહક પદાર્થોથી દુર રહેવું. જો આટલું તમો કરી શકશો તો ખરેખર આ જ દુનીયાંમાંથી તરી શકશો; તમારો કાળ તમારા ઉપર તો ભમ્યા કરે છે. તે તમોને ક્યારે પકડશે, ક્યારે ઝાલશે તેની તમોને ખબર નથી તો સાજો તે તાજો તે કહેવત અનુસારે પોતાની યથાશક્તિ પ્રમાણે પુન્ય દાન, સેવા આદિ પોતાનું નિત્ય કર્મ કરવું જોઇએ, પણ અમે કે તમે, અત્તરો લગાવવાથી, કોલર ને નેકટાઇ પહેરી પટીઆં પાડી ફરવાથી, પંચમટ્ટીની બને-

લી ક્ષણિક–પાણીના પરપોટા જેવી કાયાને અમર કરી શકશો નહિ. તેના વિષે એક વિદ્વાન્ કવિએ રચેલું કાવ્ય વાંચવાલાયક છે. તે નીચે પ્રમાણે છે:—

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારો ન જશે આગેજી.
અંગે તેલ ફુલેલ લગાડે, માથે છોગાં ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે મુજ સરીખો, કોઈ રસીયો નહિ પણ રાજાજી;
બારે તાકી રહી બીલાડી, લેતાં વાર ન લાગેજી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
**બ્રહ્માનંદ** કે' ચેત અજ્ઞાની, અંતે ફજેતી થાશેજી.

માટે મારા વ્હાલા વાચકવૃંદ, તમારા પંચમહાભૂતના બનેલા પુતળાને ભાગી જતાં વાર લાગશે નહિં, ને ક્યારે ભાગી જશે તેની પણ તમોને ખબર નથી, તો મારૂં તારૂં કરી મિથ્યા તંત બાંધોછો તે સર્વ વૃથા છે. તમારા કરતાં પણ કરોડાધિપતિયો જેઓને ત્યાં હજારો દાસ દાસીઓ સેવા ઉઠાવવા તૈયાર હતી; હા કહેતાં કે છીંક આવતાં ખમા ખમા કરી મુકતી હતી, તેવા નરોને પણ આ અસાર સંસારરૂપી સમુદ્રમાંથી તેમના કાળે ઘેરી લઈ પકડી જકડી પોતાને શરણ કરી લીધા. રાવણ સરખો મદોન્મત રાજા કે જેણે પોતાના તાબે દેવ, દાનવ આદિ ત્રણ ભુવનને કબજે કર્યું હતું; વળી ગૃહો કે જેને માટે આપણે શંકા રાખીયે છીયે તેવાઓને પણ બાંધી રાખ્યા હતા, તેનો પણ અહંકાર રહ્યો નહોતો. પળમાં તે પણ પોતાના પંચમહાભૂતના પુતળાને મુકી ચાલતો થયો હતો. તો ભાઇઓ, શામાટે મમત કરો છો? એક દિવસ આપણે પણ તેજ માર્ગે જવું છે. દિલગીરી એ છે કે તમો પણ સઘળું સારી રીતે સમજો છો પણ

લાલચની ખાતર, કાંતો મોજ શોખની ખાતર. કાંતો લક્ષ્મીદેવીના જાદુઇ ચમત્કારથી તમો અંજાઈ જાઓછો, ને જે તમારૂં નથી તેના ઉપર મોહ રાખી ખાલી ધુમાડાના બાચકા ભરવા જેવું કરોછો. માટે વાચકવૃંદો, આ મારા જેવા અલ્પજ્ઞાની લેખકની શીખામણ ગ્રહણ કરી, તમારા આત્માનું કલ્યાણ કરશો. અરે, પણ આપણે તો સર્વ શક્તિમાન પરમેશ્વરના ગાન–તાનમાં ઉતરી પડ્યા ને તેની અપૂર્વ લીલાઓ જોઈ, ને તે જોવામાં આપણે આપણી વાર્તાને પણ ભુલી ગયા; હશે, હવે ચાલો આપણે તે તરફ જઇએ ને મારી સામે આવેલા રીચીરોડ ઉપર આવેલા જેચંદ શેઠના ઘરમાં પ્રવેશ કરીએ. વાચકગણ, ગભરાશો નહિ. હું તમોને ત્યાં લઈ જવા માગતો નથી, પણ તમારા મનરૂપી ઘોડાને તે તરફ દોડાવો, એટલે તમોને તેની બધી ખબર પડશે. આ વખતે શેઠાણી ને શેઠ ઉંઘતાં હતાં. ઘરમાં ચેંપેં ચેંપેં વાતો થતી હતી, ને નોકરો અરસપરસ વાતો કરતા હતા. આવો, આપણે તે સાંભળીએ.

ભીમો (શેઠનો નોકર)—અલી મણી, સાંભળે છે કે? આજ તો કંઈ નવાજુની થાય એમ લાગે છે. કારણ કે કાલે શેઠાણી મોડાં આવ્યાં હતાં, તેથી શેઠ ખુબ તપી ગયા હતા, ને મને તેમની ખબર કહાડવા મોકલ્યો હતો. હું તો રખડી રખડીને પાછો આવ્યો, અને મારી શાળી શેઠાણી તો કંઇએ જડી નહિ; મેં આવીને શેઠને બાઇનો કંઇ પત્તો ન મળ્યો એમ જણાવ્યું એટલે તો શેઠને ખુબ ગુસ્સો ચડયો હતો. તેથી મને તો લાગે છે કે આજ શેઠ શેઠાણીને કડાઝુડ ઉડવાની છે. માટે તે સાંભળવાની ખરી મઝા પડશે.

મણી (શેઠાણીની દાસી)--મારા રોયા મરને છાનો. તારો શેઠ તો બાયલો છે. તે તો નવીનું મોઢું જોઈ એક શબ્દ પણ કહે તેમ નથી તો પછી તારે શા માટે કહેવું જોઇએ? વળી જો આપણી વાત શેઠાણી જાણશે તો રીસે ભરાશે, માટે ચાલ

આપણે આપણું કામ કરીએ, આપણે શું? 'ધણીને સુઝ્યું તે ઢાંકણીમાં.'

ભીમો—મેરને રાંડ, આજ કાલની આવેલી નવી તે શું કરશે? હું તો નક્કી ધારૂં છું કે આજ શેઠ, શેઠાણીની સરસ તરેહથી ઝાટકણી કાઢશે.

મણી—તું કહે છે તેમ કોઈ કાળે થવાનું નથી. તારે જોવું હોય તો હમણાં જોજે, હવડે તેઓ ઉઠ્યાં હશે.

(એટલામાં બારણાં ખખડવાથી બંને જણાં કામે વળગી જાય છે) શેઠ-શેઠાણી શયનગૃહમાંથી બહાર આવે છે. શેઠ નોકર પ્રત્યે હુકમ કરે છે કે દાતણ-પાણી લાવ. અમે આજે જોડે દાતણ કરીશું.

ચકિત થયેલો ચાકર દાતણ-પાણી મુકી જાય છે ને બંને જણ ઝરૂખામાં બેશી દાતણ કરે છે.

મણી—લે, જોયુંને? તું તો કહેતો હતો કે શેઠ, શેઠાણી ઉપર ગુસ્સે થયા છે તે! એતો એંહ આપણને દેખાડવાનું. શેઠાણીનું નાજુક બદન જોઈ ભલભલા મોહી પડ્યા છે તો બુઢ્ઢો તે શી વિસાતમાં?

ભીમો—મારૂ સાળુ આતો કંઈ નવાઈ જેવું કહેવાય! મને તો લાગે છે કે રાંડે કંઈ વશીકરણ કર્યું છે. આજ કાલ શેઠ તો નવી શેઠાણીનીજ આંખે દેખે છે. તે ના હોય ત્યારે આપણી આગળ તેનું ભુંડું બોલે છે પણ જ્યારે તે સુંદરીનું મોઢું જુવે છે ત્યારે તો પાણી પાણી થઈ જાય છે.

મણી—એ તો નવી કહેવાય! વૃદ્ધ શેઠ જોડે પરણી ને બીજું કાંઈ સુખ ન મળે તો મોજશોખ પણ ન મારે કે? જોજેને, શેઠ આમ દુકાને ગયા એટલે શેઠાણી પણ નવા યાર શોધવા કંઇ બહાનું કાઢી ફરવા જવાનાં. વળી રાત્રે પણ ફરવાનું બહાનુ કાઢી જાય છે તે રાતના બાર વાગ્યા સુધી પણ આવતાં

નથી; ભીમાં એવી બાઈ તે ક્યાંથી સારાં હશે ? તેમની યુવાવસ્થામાં આવેલા મદનને શાંત કરવા, મને લાગે છે, કે કોઇ મદનપાળ સાથે જતા હશે, કેમ ખરૂં કે નહિ ?

ભીમો--મણી, મારે તને પુછવાનું કે તે રોજ ક્યાં જાય છે ને તેનો યાર કોણ છે તે તું જાણે છે ? જો જાણતી હોય તો આપણે પણ પૈસા મારી ખાવાનો ઉપાય કરીયે.

મણી—હું એટલું જાણું છું કે અમદાવાદના એક ગૃહસ્થનો છોકરો છે તે આપણી નવી શેઠાણીનો યાર છે. વળી હું એ પણ જાણું છું કે તે " લાલ " નામે ઓળખાય છે. રાત્રે શેઠાણી તેનીજ જોડે મોજશોખ મારવા જાય છે એ પણ નક્કી !

ભીમો--ત્યારે હું બતાવું તેવી યુક્તિ તું કરને ? તો આપણને પણ મનમાન્યા પૈસા મળશે ને સુખી થઈશું.

મણી--હા, તમે કહેશો તેમ કરવા કબુલ છું.

ભીમો—ત્યારે તું શેઠાણીની જોડે ભળી જાને ! તને જે ચીઠ્ઠી આપે તે તું પહોંચાડી આવજે એટલે તને શેઠાણી તરફથી તથા તેના યાર તરફથી સારૂં ઇનામ મળશે. આજ નહિં તો કાલે; પણ ધીમે ધીમે આ યુક્તિ અજમાવજે. હાલ તો જા, તારૂં કામ કર.

મણી–બહુ સારૂં.

આ પ્રમાણે વાતચિત કરી બંને જણાં ઘરમાં સાફસુફ કરી પાણી ગળી શેઠને માટે ઉષ્ણ જળ મુકે છે, એટલામાં દાતણ કરી અંદર આવી ત્યાં પડેલા ગોળ ટેબલની આસપાસ ખુરશી ઉપર શેઠ અને શેઠાણી સામસામાં બેસે છે, ચાહના પ્યાલા આવતાં બંને જણ પીએ છે, ને શેઠ નાહી ધોઇ પરવારે છે અને આનંદથી બીજે કામે લાગી જાય છે. શેઠાણી પણ નાહી ધોઇ લાલ ચોળી પહેરી ઉભી ઉભી સેથી ઓળી ગુચ્છો પાડે છે. બાદ પોતાનાં લુગડાં લાવવા દાસીને હુકમ કરે છે. લાવુંછું તેમ

કહી દાસી લુગડાં લઇ હાજર થાય છે ને નવી પોતાનાં લુગડાં ઠીકઠાક પહેરવા માંડે છે. ધોળો રેશમી સાળુ ને તેની ઉપર મુકેલી ઝીકની કોર તથા રેશમી ચણીયો ને રેશમી કુલાવરની ચોળી તેના ઉપર ઈસ્તાંબર. આ સર્વ અલંકારો ધારણ કરી સ્વાભાવિક રીતે પોતાના શરીરપર દૃષ્ટિ પડતાં તેનો યોગ્ય ભોગવનાર તેને મળ્યો નાહ્ તે માટે ખિન્ન થાય છે. “અહો, ઇશ્વર પૂર્વે મેં શાં પાપ કર્યાં હશે કે મને મારાં લાલચુ અધમ માબાપે પૈસાના લોભથી આ ઘરડા ઘુવડ જેવા અધમ ડોસાને પરણાવી ? હાય, હું શું કરૂં ? હું મારા જીવથીજ તેને પોતાનો સમજુછું, નહિં તો કયારનીએ મારા યાર લાલની સાથે ચાલી ગઇ હોત. ખરે, લાલ કેવો નાજુક છે! તેનું બદન કેવું સરસ છે! તેની બોલવાની છટા, તેની ચાલ, તેની બાલ ઓળવાની ખુબી, તેનો સુંદર ચહેરો તથા તેનો મારે માટેનો દૃઢ પ્રેમ, એ સર્વ ખરેખર મને ભમાવી મોહુત કરે છે. વારંવાર તેના વિષે વિચાર આવતાં, મારૂં મન સ્થિર રહેતું નથી ઘણુંયે ધારૂંછું કે આ વૃદ્ધને પરમેશ્વરરૂપ ગણું પણ મારાથી સંયમ નથી રખાતો,–મારાથી કામાગ્નિ નથી સહેવાતો ! ” આમ વિચાર કરતી ચુપાચુપ ઉભી છે; અને એ સર્વ દેખાવ ત્યાં ઉભેલી દાસી મણી એકી નજરે જોયા કરે છે. પોતાની શેઠાણી દુ:ખી હાલતથી ઉભી છે તે ચતુર દાસી ચેતી ગઇ. કૈકેયીના મનોભાવ જેમ મંથરા સમજી હતી તેમ સમજેલી તે પોતાની શેઠાણી પ્રત્યે કહેવા લાગી. ‘ વાહ્ શેઠાણી સાહેબ આજે અત્યારથીજ એકાએક દિગ્મૂઢ કેમ બની ગયાં? ’

નવી–ચુપ દાસી, તારે વધારે બોલવું નહિ. જા, તારે કંઈ કામ નથી તે મારી ચિકિત્સા જોવા ઉભી રહી છે ? જા ચાલી જા. ( વળી ચંચળ મનમાં કાંઈ એકદમ વિચાર આવ્યો કે હું જો આની જોડે મિત્રાચારી રાખીશ તો હું મારૂં કામ સાધી શકીશ તેથી ) આમ આવ મણી, તું જાણે છે કે તારો વૃદ્ધ શેઠ મને ઘણો રંજાડે છે–સંતાપે છે, અગ્નિ વગર બાળી નાંખે છે.

મણી—વાહ મારી નવી શેઠાણી ! તમો તો એક ખરેખર ઠગ જણાઓ છો. શેઠનો ગુસ્સો તમારા જાદુઈ બળથી શાંત કરી નાંખોછો અને પાછાં શેઠ ઉપરજ દોષ મુકોછો કે ?

નવી—વ્હાલી દાસી, મારે તારી ઘણીજ જરૂર છે. હવે દરરોજ તું ઘરકામમાંથી પરવારે કે અહીં આવી મારી જોડે બેસજે. મારે હમણાં આશ્વાસનની જરૂર છે. સુખદુઃખની વાર્તાઓ કરવા મારે એક સખીની જરૂર છે. જા, હમણાં તો તારૂં કામ કર. દાસીને કાઢી મુકયા પછી એકદમ તેનું ચિત્ત ચળ્યું. તેણે નીચેનો પત્ર પોતાના પ્યારા યારને લખવા માંડયો:—

મારા વ્હાલા જીવનહાર, પ્રાણપ્રિય પતિ !

લખનાર તમારી જ વ્હાલી. કુમુદિનીને જેમ ચંદ્ર વિના લેશ પણ ચેન પડતું નથી, જેમ જળ વિનાની માછલી મરણને શરણ થાય છે, જેમ કમળ વિના ભ્રમરની બેહાલ સ્થિતિ થાય છે તેમ ચોખ્ખા શબ્દોમાં કહું તો તમારા સિવાય મારાથી એક પળ પણ રહેવાતું નથી, દુનીઆંની લાજે ઉઘાડે છોક આપની પાસે રહેવું એ અઘટિત કાર્ય મારાથી થતું નથી તો મારા વ્હાલા, આજ પણ રાત્રે આપણા ઠરાવેલે ઠેકાણે આપજ મળશો એવી આ કીંકરી આશા રાખે છે. એજ.

લી. તમારી અર્ધાંગના.

પત્ર પોતાની દાસીની જોડે શેઠ બહાર જાય ત્યારે મોકલવાનો વિચાર કરી એક ખુરશીપર પડી તેટલામાં શેઠ આવ્યા ને બન્ને જણાં સાથે જમવાને ઉઠયાં. નવીને જમવાનું પુરેપુરૂ ભાવ્યું નહિં. આહા, પ્રેમ અલૌકિક ચીજ છે. તે જળમાં, સ્થળમાં ને દરેક પ્રાણી માત્રમાં વાસ કરી રહ્યો છે. એજ પ્રેમને મહાત્મા પુરુષોએ સારો તેમ નઠારો પણ જાણેલો છે. પણ આ નમ્ર લેખકના નમ્ર મત પ્રમાણે પ્રેમ શુદ્ધ મનનો હોય અને નિર્દોષ હોય તો તેના જેવી અમૂલ્ય ચીજ બીજી કોઇજ નથી. ખરૂં છે કે:—

પ્રેમ અલૌકિક રત્ન છે, મળે ન ખરચે મૂલ;
પ્રેમ કાજ પ્રેમી કરે, અમૂલ્ય જીવ પણ ડૂલ.

પ્રેમને માટે માણસો પોતાના અમૂલ્ય જીવનો પણ તૃણવત્ ભોગ આપવા ચુકતા નથી. પ્રેમની ખાતર અહા ! મુશ્કેલ કામને કામીઓ તુચ્છ ગણે છે. પ્રેમને કાજે લાખો બલકે કરોડો માણસો પાપરૂપી ખાડામાં પડી ગોથાં ખાતા પડે છે. દુનીયા ઉપરની દરેક ચીજો લક્ષ્મીથી સંપાદાન કરી શકાય છે પણ પ્રેમની ખાતર તમો ગમે તેટલી લક્ષ્મી ખરચો પણ તે વેચાતો મળી શકતો નથી. ઘણા કરોડાધિપતિઓ અઢળક પૈસા ખરચી ગણીકાઓ પાસેથી પ્રેમની આશા રાખે છે પણ તેમને તેઓનો ઇચ્છિત પ્રેમ કયારે મળે છે? પતંગીઉં પ્રેમને માટે દીવા ઉપર પોતાની કાયા જલી જાય છે તોપણ તેની પરવા રાખ્યા વગર મથ્યા કરે છે છતાંયે તેને દીવા તરફથી પ્રેમની નિશાની તરીકે કયારે કશું મળે છે? ખરે શુદ્ધ પ્રેમ! તે તારૂં રાજ્ય ચોતરફ ફેલાવી દીધું છે. તારા રાજ્યમાં ઝપટાયલાં પ્રાણી પોતે શુદ્ધ છે કે અશુદ્ધ, દોષિત છે કે નિર્દોષ તે જોતાં નથી પણ એતો સત્ય છે કે શુદ્ધ પ્રેમજ અંતે વિજયી થાય છે! વાંચક, તમે પણ પ્રેમ દોષિત નહિ કરતા, નિર્દોષ પ્રેમ કરશો. તમો અશુદ્ધ પ્રેમ ગૃહણ નહિં કરતા, શુદ્ધ જ ગૃહણ કરશો. આપણી વાર્તાની નાયિકા નવી પણ પ્રેમતરંગમાં ભમ્યા કરતી, તેનાં મોજાંઓ તેને પ્રેમરૂપી દરિયામાં આમથી આમ પછાડતાં પણ તે ભોળી બાળાને તેનાં કેવાં કાળાં ફળ મળશે તેનો બિલકુલ વિચાર પણ આવ્યો નહિં, તે પ્રેમની ખાતર અંધ બનેલીને બીજું કાંઇપણ ભાસ્યું નહિં. ખાઈ રહ્યા બાદ શેઠ–શેઠાણીએ મુખવાસમાં પાન ખાધું ને શેઠ દુકાને ગયા. શેઠાણી પોતાના દીવાનખાનામાં શુન્ય હૃદયે વિચાર કરતી એક આરામ ચેરમાં પડી. આ વખતે બરાબર અગ્યાર વાગ્યા હતા. ચાકર ને દાસી પણ પોતાના કામથી પરવારી રહ્યાં ને મણી પોતાની શેઠાણી શું કામ બતાવે છે તે

જાણવાની જીજ્ઞાસાથી વેહલી વેહલી કામથી પરવારી પોતાની શેઠાણીના શયનગૃહમાં આવી ઉભી રહી. શેઠાણી પોતાના પલંગ ઉપર નિશ્વાસ નાંખતી બેઠી હતી, તેણે પોતાની દાસીને આવેલી જોઈ સવાલ કર્યો કે તું હમણાંજ આવી ?

મણી—હા બાઇસાહેબ ! આ વખતે જે કામ બતાવવાનું હોય તે ખુશીથી બતાવો, હું તે કરી લાવવા તૈયાર છું.

શેઠાણી—મ્હારી વ્હાલી દાસી, હું તને જે કામ કહું છું તે તું કોઇને જણાવીશ નહિં. નહિં જણાવવાના સોગન ખાઇશ તોજ હું તને બતાવીશ.

મણી—મારી વ્હાલી શેઠાણી, તમો જરા પણ ગભરાશો નહિં. હું સોગંદ ઉપર કહું છું કે હું તે વાત કોઇને પણ કહીશ નહિં ને તમારૂં કામ તાબડતોબ કરી પાછી આવીશ.

શેઠાણી—ત્યારે જોજે હોં, કોઇને કંઇ કેહતી નહિં. લે આ ચિઠ્ઠી, તે તું મારા પ્રાણાધાર વ્હાલા લાલને પહોંચાડી તેનો જવાબ લઈ સત્વર આવ.

( દાસી ચીઠ્ઠી લઈ લાલને ઘેર આપવા જાય છે. )





## પ્રકરણ ૧૧ મું.

# દુષ્ટોનું કાવત્રું.

લાલના દુર્ગુણી મિત્રો કે જેઓને લાલે તુચ્છકારી કાઢ્યા હતા તેઓએ પોતાનું અપમાન થયેલું સમજી તેનું વેર વાળવાની તૈયારીઓ કરવા માંડી. રાતના બારેક વાગ્યાનો સમય થયો હતો. સર્વત્ર શમશમાકાર હતું. રાત્રી પોતાનો અમલ પૂર દમામથી ચલાવી રહી હતી. પક્ષીયો કે કોઈ પણ પ્રાણીનો અવાજ કર્ણગોચર થતો નહિ. આવે સમયે ચોર લોકો છાની રીતે ગૃહપ્રવેશ કરવા લાગ ખોળતા અને ચોકીદારો "જાગૃત રહો, જાગૃત રહો." એવી બૂમો પાડતા. આના સિવાય બીજો કશો ખડખડાટ થતો નહતો. વર્ષાઋતુ હોવાથી ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. વીજળી ક્વચિત્ ઝબકારા મારી રહી હતી. આ વખતે તે દુરાચારી ત્રણે મિત્રો ધારેલા સંકેત પ્રમાણે લાલના ઘર નજીક ભેગા થયા હતા. લાલના એકાંતવાસમાંથી મંદ મંદ દીવાનું અજવાળું પડતું હતું ને સર્વ નિદ્રાદેવીના સપાટામાં સપડાઇ દિવસના

શ્રમથી થાકી જઇ આરામ લેતાં હતાં. તે વખતે લાલના આ દુરાચારી મિત્રોએ હળવે હળવે લાલના ઘરની ઉઘાડી બારીદ્વારા અંદર પ્રવેશ કર્યો ને કોઈ ન જાણે તેવીજ રીતે તેઓ માળ ઉપર ચઢી ગયા. દાદરા ઉપર થઇ લાલ ને તેનો મિત્ર કુન્દનલાલ બન્ને જે પલંગપર સૂતેલા છે તે પલંગ આગળ આવી પહોંચ્યા. આ બંને નિર્દોષ મિત્રોની મુખાકૃતિ આ વખતે અનુપમ શોભા આપતી હતી. થોડીવાર સુધી તો તે નીચ માણસોએ આ બંનેને ધારી ધારીને જોવા માંડ્યા. અને આખરે તેમનો વિચાર હતો તે પાર પાડવાને તેમની કને જે શીશી હતી તે તે બિચારા બંને યુવકોના નાક આગળ ધરી કે શ્વાસોશ્વાસની વાટે તેમના મસ્તકમાં તુર્તજ તેમાંની દવા ઉતરી ગઈ. આ શીશી એવી હતી કે ગમે તે થાય પણ તેઓ જાણી શકે નહિ. તેઓએ બંને જણને બેભાન કર્યા પછી પોતાનું કામ કરવાને મશગુલ થયા. એક જણે અંદરના ભાગમાં જઇ લાલના બાપનો ઓરડો જે બંધ હતો તેનો અંદરનો નચુકો યુક્તિથી કાપી નાંખ્યો ને બારણું ઉઘાડ્યું તો તેઓને અંદર એક તીજોરી માલૂમ પડી. ભોગજોગે તે દુષ્ટોનાં નશીબેજ આજે તીજોરીના ખાનાં ઉઘાડાં રહી ગયાં હતાં તેથી માલ કાઢવાની તેમને ઠીક સુગમતા પડી. આ ખાનામાં ફક્ત દુકાનની સીલક ને ચોપડા રહેતા હતા. જોડેના ઓરડામાં શેઠ ને શેઠાણી સુતાં હતાં. આ દુષ્ટોએ આવી ખાનામાં મુકેલી એક હજારની નોટો ને એક હજાર રૂપીયા રોકડાની થેલી પોતાની કમ્મરે બાંધી પછી ચાલી જવાનો વિચાર કરી જે રસ્તે તેઓ આવ્યા હતા તેજ રસ્તે થઇ સરીઆમ રસ્તા ઉપર આવી ઉભા રહ્યા. આ વખતે રાત્રીનો એક વાગ્યાનો સમય થયો હતો. ફક્ત કાળા ડગલાવાળા ચોકીદારોના હુકમેદરના અવાજો કર્ણગોચર થતા હતા. દુષ્ટોને ખબર નથી કે જગત્કર્તા તમારાં કૃત્યો જુવે છે. તે જગત્ કર્ત્તાની કળા અકળ છે, મનુષ્ય કંઇ ધારે છે અને તે પિતા કંઇ કરે છે. પિતાને પાપ ગમતાં

નથી. એટલે પાપીઓને શિક્ષા મળ્યા વગર રહેતી નથી. જે વખતે આ દુષ્ટોએ ઘરપ્રવેશ કર્યો તે વખતે ત્યાંથી પસાર થતા એક ચોકીદારે તેમને જોયા હતા. તે પોતે એકલો તથા બીન-હથીઆર હોવાથી સાહસ કરવાનો તેણે વિચાર કર્યો નહિ. અને નજીક આવેલી ગેટપર જવાનો નિશ્ચય કર્યો. પણ ત્યાં તેના જેવા બે પોલીસની મદદ મળી તેથી તેમાંના એકને તે દુષ્ટોની ખબર રાખવા લાલના જોડેના ઘર આગળ ઉભો રાખ્યો ને પોતે ગા-ચકવાડની હવેલીએ તાર કરી તાબડતોબ દસ પોલીસને મોકલ-વાનું જણાવ્યું. કાળા પોશાકમાં સજેલા દુતો એકદમ ત્યાં આવી પહોંચ્યા. અને અંદરના દુષ્ટ માણસો તો હજી નીકળ્યા નથી એમ બહારના પોલીસના કહેવાથી વાકેફગાર થયા. તરતજ તે-ઓએ તે ઘરના માણસોને જગાડવા તથા વાકેફ કરવાનો વિચાર કર્યો. પણ પેલા પોલીસે તેઓને તેમ કરતા અટકાવ્યા ને કહ્યું કે જો તમો તેમ કરશો તો ચોરો ચેતી જશે અને તેઓને પક-ડવા મુશ્કેલ પડશે. તમે તમારા કાળા પોશાક ઉતારી પટો અંદર રાખી સાદા ડ્રેશમાં સજ્જ થાઓ, ને બે બે જણની ટુક-ડીઓ બાંધઇ જાઓ. આ માણસની ગોઠવણ બરોબર લાગવાથી, પોતાનો પોશાક સઘળાએ ઉતારી નાંખ્યો ને દુત જેવા દેખાતા પોલીસો વટેમાર્ગુ જેવા થઇ રહ્યા. વળી પેલા માણસે ચેતવણી આપી કે જો કોઈ તમોને કાંઇ પુછે તો નાટક જોઇને આવીએ છીએ તેમ કહેવું. બાદ બે માણસોને તેના ઘર આગળ, બે ને પોળ આગળ રાખી બીજા બધા માણસોને પોતાની પાસે રાખી ત્યાં આવેલી એક અંધારી ગલીમાં તે ઉભો રહ્યો. રાત્રી અંધારી હતી જેથી કોઇ કોઇનું મોં જોઈ શકતું ન હતું પણ પગલાંનો અવાજ સંભળાય તેટલું શાંત હતું. ઉપરની ગોઠવણ પેલા માણસે દશેક મીનીટમાં તાબડતોબ કરી નાંખી, ને પોતે સાવધ થઇ ઉભો રહ્યો થોડીવારમાં પેલા ત્રણે જણા ખુશ થતા, પોતાના મિત્રના મિત્રદ્રોહી થઇ લીધેલો ખજા-

નો લઈ જવા એકે એકે નીચે ઉતર્યા. તેઓ તો ખુશી થતા હતા. આ વખતે વીજળી થઇ જે ઉપરથી સામેથી કોઈ બે માણસો આવે છે તેવો તેમને ભાસ થયો. "કોણ છો?" એવો અવાજ આ ત્રણે જણે કર્યો જેનો ઉત્તર અમે રૈયત છીએ તેવો આવ્યો. નિર્ભય થઇ તેઓએ પોતાનો રસ્તો ઝપાટાબંધ કાપવા માંડયો. આખરે જેવા તેઓ ધોરી રસ્તા ઉપર આવ્યા કે તરતજ પેલો પોલીસ જે કોઇપિણ રીતે કાચો નહોતો તેણે પાછળથી આવી એકની ડોક પકડી પૂછ્યું " તું ક્યાં હતો ને આટલી મોડી રાત સુધી કેમ બહાર રખડે છે?

[ ત્રણમાંથી જે જાડો હતો તે ખુબ દમામથી બોલ્યો ] રે બેવકુફ, તારૂં આવી બન્યું છે કે મને પકડયો છે? હું એક વ-ટેમાર્ગુ છું, ને ખેલ (નાટક) જોવા જવાથી આજે મોડું થયું છે. મારી ગળચી મુકી દે, નહિ તો તારૂં આવી બન્યું છે, એમ સમજજે. એટલામાં તો પેલા માણસે સીસોટી મારી કે તરતજ બાર જણ જેઓને સંકેત પ્રમાણે ઉભા રાખવામાં આ-વ્યા હતા તેઓ આવી પહોંચ્યા, અને તે ત્રણેને પકડી લીધા. તેઓએ ઘણા ઘણા સવાલ કર્યા પણ ઉત્તર આપ્યા વગર તે-ઓને ગેટ ઉપર લઇ જવાનો હુકમ કર્યો. આથી તે બીચારા ત્રણે જણના બાર વાગ્યા. તે ત્રણનું કલ્પાંત સાંભળી ગમે તેવા ક્રુર માણસને પણ કંપારી છુટ્યા વગર રહે નહિ. આ ત્રણે જ-ણને જાણે ટાઢ વાતી હોય ને ધ્રુજતા હોય તેમ ધ્રુજવા લાગ્યા. ગેટપર લઇ જઈ અવળા હાથે બાંધી ખીંટી સાથે લટકાવવામાં આવ્યા. ઘણા દિવસથી હરામના ખાધેલા માલથી તેમની જે કાયા ખીલી હતી તેને ઉપરાઉપરી મીઠાના પાણીવાળા ચાબકા ખાવા પડ્યા. પણ જ્યારે તેઓએ માન્યું નહિ ત્યારે સવારે જ-ડતી લેઇ પંચ કરવા ઉપર મુલત્વી રાખી તેઓને ગેટમાં પુરી આ પોલીસો ચાલતા થયા. જે તરૂણે સૌથી પહેલાં આ લોકોને જોયા હતા તે બીજો કોઇ નહિ પણ એક ડીટેકટીવ હતો, અને

ગામમાંથી છૂપી વાત સાંભળવાને છપા વેશમાં નીકળ્યો હતો. આ ત્રણ જણાને જોતાં તેઓ ચોર છે તેમ જાણી તેઓને પકડાવી પોલીસને સ્વાધીન કરવાનો વિચાર કર્યો હતો. અને છેવટ સુધી યુક્તિથી સઘળુ તેણે પાર પાડયું.

સવારના સાત વાગ્યા હતા; માણસોની અવર જવર થવા માંડી હતી, સૂર્યનારાયણ પણ પોતાની કૃપાદૃષ્ટિ ફેલાવતા હતા. આ વખતે ગેટ ઉપર રહેતા પોલીસમાંનો એક પેલા ત્રણે ચોરો કને ગયો, ને તેઓને સાચેસાચું બોલી જવા હુકમ કર્યો. તેમને ઘણી રીતે સમજાવ્યા ત્યારે તેઓએ પોતાની સઘળી વાત તેને જણાવી દીધી. સઘળી હકીકત સાંભળી તે પોલીસે આ મિત્રદ્રોહીઓને સખ્ત શિક્ષા કરાવવાનો વિચાર કર્યો. પોતાની સાથવાળાને પંચકેસ કરવાને માણસો બોલાવવા મોકલ્યા; જે રસ્તા ઉપર જતાં માણસોને બોલાવી પોલીસ ગેટ આગળ આવી પહોંચ્યો ને તેઓ એટલે પચે મળી તે ત્રણ જણાની જડતી લીધી તો તેમાંથી ૧૦૦૦) ની નોટો તથા ૧૮૦૦) રૂપીઆની થેલી નીકળી, ને તેઓના ગજવામાંથી ઝેરી ચીજો તથા પેલી નિદ્રામાં બેભાન કરવાની શીશી મલી આવી. પછી આ લફંગાઓને હાથકડી કરવામાં આવી. હવે બીજા પોલીસની મદદ આવી પહોંચતાં તેમની સાથે ગાયકવાડની હવેલીએ તેઓને મોકલી દીધા. પેલો ચોરીનો માલ તે દુષ્ટચોરો પાસેજ ઉપડાવ્યો ને ધોરીરસ્તા ઉપર થઇ તે લેઇને કાળા ડગલાવાળાની તહેનાત હેઠળ ચાલવાની તેઓને ફરજ પડી. થોડીવારમાં તેઓ ન્યાયાસનની દેયડી આગળ આવી પહોંચ્યા ને ત્યાં રહેલા ફોજદાર સાહેબે તેઓની જુબાની લેવાની તથા તે માલધણીને બોલાવવાની ખબર આપવા પોલીસને હુકમ કર્યો.





# પ્રકરણ ૧૨ મું.

## ચોરીની થયેલી ખબર.

સવારના સાત વાગ્યા હતા. પક્ષીઓ પોતાનો ચારો શોધવા આનંદમાં આમતેમ ઉડતાં હતાં. ઉદ્યમી માણસો મીલ તરફ પોતાના કામપર જવાને નીકળી પડયા હતા. રાત્રીનો ઘોર અંધકાર જવાથી સર્વ કોઇ આનંદ પામતા હતા. દુકાનદારો પોતાની દુકાનો ખોલતા. ગણીકાઓ પોતાનાં મોઢાં સંતાડતી સંતાડતી ઘરમાં પલંગ ઉપર ઘોર નિદ્રામાં પડી હતી. ચોરો પોતાની ગુફામાં સંતાઇ ગયા હતા. સન્નારીઓ પોતાના પતિને આનંદદાયક સ્વરથી જગાડતી હતી અને કુભારજા સ્ત્રીઓ પોતાના પતિને ગાળો દેતી, છોકરાંને મારતી, કકળાટ કરતી ઉઠતી હતી. આ વખતે આપણી વાર્તાનો નાયક લાલ પણ પોતાના મિત્રની સંગાથે પોતાના નિત્ય નિયમ અનુસારે ઉઠી, પોતાના મિત્ર સાથે બાગમાં ફરવા નિકળી પડયો હતો. નદિ ઉપર આવેલા બાગની તાજી ને ઠંડી પવન લ્હેરો

લેતા તે બંને જણ એક બૅન્ચ ઉપર બેઠા, ને માળીને ફુલ લાવવા હુકમ કર્યો, તેટલામાં એક ત્રીષેક વર્ષની યુવાન સ્ત્રી તેમની તરફ આવતી હોય તેમ દેખાયું. તરતજ તે બાઇએ આવી પ્રણામ કર્યો ને વિનય સહિત એક ચીઠ્ઠી આપી ચાલી ગઇ. તે તેનો પ્રત્યુત્તર લેવા પણ ઉભી રહી નહિ. બંને મિત્રો આ બનાવ જોઈ વિસ્મય પામ્યા. આ આવેલી બાઇ કોણ હશે, ચીઠ્ઠી કોની હશે, ને તેમાં શું લખ્યું હશે, આવા આવા વિચારો લાલ તથા તેના મિત્ર કુન્દનલાલના મનમાં ઉદ્‌ભવ્યા. ચિઠ્ઠી અહીં વાંચવી કે ઘેર તે પ્રશ્ન લાલે કુન્દનલાલને પુછયો. અહીં વાંચી તેનો સાર જાણવો એવો પ્રત્યુત્તર પોતાના મિત્ર તરફથી મળ્યો કે લાલે આવેલી ચિઠ્ઠી ઉઘાડી તો તે ચિઠ્ઠી બીજા કોઇની નહિં પણ વાંચકવૃંદોને યાદ હશે તેમ ગયા પ્રકરણમાં લખેલી નવી શેઠાણીની હતી, આ ચીઠ્ઠી આપનાર બાઈ બીજી કોઇ નહિં પણ તેની દાસી મણી હતી. ચિઠ્ઠી વાંચી લાલના આશ્ચર્યનો પાર રહ્યો નહિં. આહા હજુ તે મને ચાહે છે, અને એક પતિ તરીકે માને છે. પણ હવે તો મારે તેવું કામ કરવું હરામ છે. મારા મારા મિત્ર કુન્દનને આ ચિઠ્ઠી વંચાવવી જોઇએ. એમ કહી કુન્દનલાલના હાથમાં ચિઠ્ઠી મુકે છે, ને વાંચી જોવા કહે છે, તેટલામાં માળી આવીને ફુલ આપી જાય છે. ચિઠ્ઠી વાંચી કુન્દનલાલે જાણ્યું કે આ ચિઠ્ઠી બીજા કોઈની મહિ પણ આપણા મિત્ર લાલની માશુકની હોવી જોઇએ, માટે હમણાં તે વાત ઉચ્ચારવી કામની નથી. ઘેર પહોંચ્યા પછી તેનો ખુલાસો પુછીશું એમ ધારી લાલના હાથમાં આપીને તે બંને મિત્રો ઘર તરફ વિદાય થયા. ઝપાટાબંધ ઘેર આવતાં તેમની નજરે કાંઈ વિચિત્ર દેખાવ નજરે પડયો. પોતાના ઘરની આસપાસ પાંચ દશ પોલીસો ઉભા છે. પોતાના માતપિતા રડે છે, ને તેમને સમજાવવા પોળના ઘણા માણસોની ઠઠ જામી ગઈ છે. વળી કેટલાક ઘરમાં ખુણેખાચરે જોવા લાગેલા છે. આવો દેખાવ જોઈ લાલે પોતાના

મિત્ર કુન્દનલાલને કહ્યું "મિત્ર આજે આ શું છે ? કંઈ નવાજુની હોય તેમ મને તો લાગે છે. મિત્ર ચાલ પગ ઉપાડ" એમ કહી ઉતાવળથી જ્યાં માણસોની ઠઠ જામી હતી ત્યાં આવી પહોંચ્યા. પુછતાં માલૂમ પડયું કે કાલ રાત્રે બાર વાગે ઘરમાં ચોરી થઈ છે. આ વાત સાંભળી લાલ તથા તેના મિત્રનું મોં ઉતરી ગયું, ને પોતાના પિતા પાસે જઈ શું બનાવ બન્યો છે તે વિષે પુછયું તો માલૂમ પડયું કે દુરાચારી મિત્રોએ કાલ રાત્રે બાર વાગે ઉપલી બારીએથી ચડી ઉતરી ઘરમાંથી એક હજાર રૂપીયાની નોટો ને એક હજાર રૂપીઆ રોકડા લીધા છે, ને તે ચોરી રાત્રે પકડાઈ છે, જેથી આ પોલીસના માણસો આવેલાં છે. લાલ ( ખેદ પામીને ) અરે દુષ્ટ મિત્રો. તમને આ શું સુઝયું ? તમારે જોઈતા હતા તો માગવા હતા, પણ આવું પાપી કર્મ કરતાં જરા પણ ડર્યા નહિ; અરે વિશ્વાસઘાતી મિત્રદ્રોહીઓ તમને સહસ્રવાર ધિક્કાર હો. આ પ્રમાણે કહી મળેલી માણસની ઠઠને પોતપોતાને ઘેર જવાની આજીજી કરી જેથી માણસો એક પછી એક ચાલ્યા ગયા. પોલીસના માણસોને પણ અગીયાર વાગે અમો આવીશું એમ કહી વિદાય કર્યા બાદ મી. કુન્દનલાલ તથા શેઠ ને તેમનો છોકરો લાલ તે ત્રણ જણ એક ઓરડામાં વિચાર કરવા લાગ્યા.

શેઠ—કેમ મી. કુન્દનલાલ, પાપનો ઘડો ફૂટયા વગર રહેતો નથી એ ખરૂં છે ને ? નીચ દુષ્ટોએ ઘણું પાપી કામ કર્યું છે. આહા તેઓએ પોતાના મિત્રના ઘરમાંથી ચોરી કરવાને પણ આંચકો ખાધો નહિ. ધિક્ છે તેવા નીચ કુલાંગાર મિત્રદ્રોહીને ! તેવાઓને યોગ્ય શિક્ષાએ પહોંચાડવા જોઇએ. ને ન્યાયાસન આગળ ન્યાય કરાવી જેલની જાત્રાએ મોકલવામાં ડરવું ન જોઇએ.

લાલ—પિતાશ્રી, આપનું કહેવું યથાર્થ છે. તે દુષ્ટોને મેં ધિઃકારી કાઢી મુકયા હતા. પણ કુન્દનની શીખામણથી મેં તેમને

સારો આશ્રય આપવાનો વિચાર કર્યો હતો. પણ હાલ તેઓનો પાપનો ઘડો ફૂટયો છે. તેઓનાં નીચ કૃત્યો જગજાહેર થયાં છે, માટે તેઓને યોગ્ય શિક્ષા થવી જોઇએ.

કુન્દનલાલ—પ્યારા મિત્ર, ને મારા વડીલ, આપનું કહેવું લોક રીતે ખરૂં છે, કારણકે નીચ કામ કરનારે તેના નીચ કામનું ફળ ભોગવવુંજ જોઇએ. પણ મારૂં કહેવું તેથી ઉલટુંજ છે. જો કે તેઓ ઉપર આપના ઘણા ઉપકાર થયા હશે. પણ એ ગુણ ચોર મિત્રદ્રોહીઓએ ભૂલી જઈ આપનુંજ બૂરૂં કરવા ઇચ્છા કરી તો તેમનું બુરૂં થયું, તેમનુંજ પાપ પ્રગટ થયું; તેથી તેઓને તો શિક્ષા મળીજ ગઈ. કંઈ વિશેષ શિક્ષા કીધા વગર તેમના અવગુણ ઉપર આપણે ગુણ કરી, અપકાર ઉપર ઉપકાર કરી આપણી સજ્જનતા બતાવવી જોઇએ. જુઓ સાંભળોઃ—

ગુણ ઉપર ગુણ દશગણો, મન વાચા કરમેં કહીં;
અવગુણ ઉપર ગુણ કરે, તે જગમાં જીત્યો સહી.

વળી તેનાથી આપની અપકીર્તિ થશે નહિ, પણ ઉલટી ઉજવલ થશે, માટે આપણે તેઓને છોડવવાને આપણાથી બનતો પ્રયત્ન કરવો જોઇએ, તેથીજ આપણી ખ્યાતિ વધશે. તેઓને તેથી સુધરવું હશે તો સુધરશે. આપણે ચિંતા રાખવી જરૂરની નથી.

શેઠ—કુન્દન તું ખરેખર કુન્દનજ છું. તારૂં નામ તેવાજ તારામાં ગુણ છે એ જોઇ હું બહુ પ્રસન્ન થાઉં છું આહા જો મારો પુત્ર પહેલેથીજ તારી સોબતમાં રહ્યો હોત તો તે દુષ્ટોની સોબત જ કરત નહિં. અરે કુંદન, હું તારાં શા વખાણ કરૂં? તું એક ખરેખર સમજુ, પરોપકારી, દયાળુ ને ગુણ ઉપર તો શું પણ અવગુણ ઉપર ગુણ કરનાર નિમકહલાલ માણસ છું. પ્યારા કુન્દનલાલ, હવે તું તારા મિત્રને સુધારજે ને તારી ફરજ સદા બજાવજે. હું તારા કહેવા પ્રમાણેજ તે દુષ્ટોને છોડવવાનો

અનતો પ્રયત્ન કરૂં છું જરા પણ મુઝાઈશ નહિ એમ કહી શેઠ લાલ ત્થા કુન્દનલાલ જમીને પરવાર્યા અને પછી ત્રણે જણ ગાડીમ બેસી ગાયકવાડની હવેલીએ ગયા.

આ વખતે અગીયાર વાગ્યા હતા, ફોજદાર સાહેબ આવી ગયા હતા. તેમણે કેસ કમીટ કર્યો ને માજીસ્ટ્રેટને ત્યાં મોકલી દીધો ને ફરીયાદીને ત્યાં આવવા હુકમ કર્યો.





## પ્રકરણ ૧૩ મું.

# કોર્ટમાં ચાલેલો કેસ.



બપોરના બાર વાગ્યાનો વખત થયો હતો. કોર્ટમાં માજીસ્ટ્રેટે આવી બેઠક લીધી કે તરતજ દરેક દરેક માણસે તેમને સલામ કરી. સર્વત્ર શાંતિ પ્રસરી રહી કે પોલીસે હાજરની બુમો મારી. સર્વે હાજરજ હતા. તે બધા ત્યાં ગયા પછી માજીસ્ટ્રેટે બંધીવાનોની જુબાની લેવા માંડી તે પહેલાં શેઠે નીચેની ગોઠવણ કરી હતી.

તમે મારા પુત્રના મિત્ર છો. ગમે તો તમે અપરાધ કર્યો છે તોપણ તમારા ઉપર રહેમિયત લાવીને તથા મી. કુન્દનલાલના કહેવાથી તમને છોડાવવાનો પ્રયત્ન કરીશું, માટે તમારે એમ કહેવું કે અમો તો અમારા મિત્રને ત્યાં ગયા હતા. અમારે જરૂર હતી માટે તેની કનેથી રૂપીઆ બે હજાર લીધા હતા. અમે પણ તેવીજ સાક્ષી આપીશું, ને તમો છુટી જશો. આડુ અવળું બોલ્યા તો તમારા બાર વાગશે. આવી ચેતવણી શેઠે તેના વકીલ મારફતે તેમને મોકલી હતી તથા વકીલને પોતાનાજ પૈસા આપ્યા હતા.

## કામીલાલની જુબાની.

માજીસ્ટ્રેટ—તારૂં નામ શું ?

બંધિવાન—મારૂં નામ કામીલાલ કપટલાલ.

માજી.—તારી ઉમ્મર કેટલી ?

બંધિ.—મને આશરે વીશ વર્ષ થયાં હશે.

માજી.—તું ધંધો શું કરે છે ?

બંધિ.—હું નોકરી કરૂં છું.

માજી.—બોલ, પરમેશ્વર માથે રાખી સાચું બોલીશ.

બંધિ.—પરમેશ્વર માથે રાખી સાચું બોલીશ.

માજી.—આ રૂપીઆ તથા નોટો તારી કનેથી નીકળ્યાં હતાં.

બંધિ—હા સાહેબ, રૂપીયા મારી કને હતા ને નોટો મારા મિત્ર સ્વાર્થીલાલ કને હતી.

માજી.—તે તમે મી. લાલના ઘરમાંથી ચોર્યા હતા ?

બંધિ.—નાજી, અમે તે અમારા મિત્ર લાલની કનેથી લીધા હતા.

માજી.—તમારે તે લેવાનું શું કારણ હતું ?

બંધિ.—અમે ત્રણ ભાઇબંધો હાલમાં નિરૂદ્યમી હતા જેથી અમારા મિત્રે દુકાન કરવા અમોને સુચવ્યું હતું, ને તેમાં યોગ્ય મદદ આપવા જણાવ્યું હતું. તે પ્રમાણે અમો તેની કનેથી રૂપિયા લેવા ગયા હતા. વાતચીતથી મોડું થયું હતું, ને અમો રૂપીઆ લઇ ઘર તરફ જતા હતા.

માજી.—ત્યાર પછી તમોને કોણ મળ્યું ?

બંધિ.—અમોને ધોળા ડ્રેસથી સજ્જ થયેલા બે માણસો મળ્યા. અમને કહ્યું ક્યાં જાઓછો. "ઘેર" તેવો અમોએ જવાબ આપ્યો, ને અમે પુછ્યું "તમે કોણ છો" ત્યારે તેમણે કહ્યું "અમે વટેમાર્ગુ છીએ."

( માજીસ્ટ્રેટે આટલું પુછી તરતજ પુછવાનું બંધ રાખ્યું)

બંધિ. વકીલ—બોલ ભાઈ, આ તમે તમારી બદદાનતથી રૂપિઆ લીધા નથીને ?

બંધિ.—ના સાહેબ.

વકીલ—તમોને કોઈ વખત આવા કામમાં સજા થયેલી છે?

બંધિ—ના સાહેબ, સજા તો શું પણ અમારો દંડ સરખો પણ થયો નથી.

સ. વ.—તમે ફોજદારની સમક્ષ ચોરી કરવાનું કબુલ્યું કેમ ?

બંધિ.—મારની બીકથી–ને અમને છોડી મુકવાની લાલચ આપી જેથી અમોએ માન્યું.

સ. વ.—શું લાલ તમારો મિત્ર થાય છે ?

બંધિ.—હાજી, તે અમારો જીવજાન મિત્ર થાય છે, ને મિત્રની ફરજ તરીકે તે સંપત્તિવાન હોવાથી અમોને સારે દરજ્જે ચઢાવવાનો તેણે ઇરાદો રાખ્યો હતો જેથી અમોને તેણે આ રૂપિઆ આપ્યા હતા.

સ. વ.—શું તમો જુગારી છો ?

બંધિ.—ના સાહેબ, અમો જુગાર શું તે જાણુતા પણ નથી

સ. વ.—ત્યારે તમે એમ તો કહોછો કે તે રાત્રે અમોને ચોરી કરતાં પોલીસે પકડ્યા હતા.

બં.—નાજી ચોરી કરતાં નહિ પણ રસ્તે જતાં શક પડવાથી પકડયા હતા.

સ. વ.—તે વખતે તમોએ તમારા મિત્રને કેમ જગાડ્યા નહિ ?

બં—અમોને તેના ઘેરથી દુર જગ્યાએ પકડવામાં આવ્યા હતા તથા અમોએ તેમને જણાવ્યું તે છતાં પોલીસોએ તેમને ખબર આપી નહોતી.

( ઉપર પ્રમાણે ત્રણે બંધવાઓની જુબાની લેવાઈ હતી. )

## ડીટેકટીવની જુબાની.

માજીસ્ટ્રેટ--તમારૂં નામ શું ? તમારી ઉમર ? શો ધંધો કરો છો ?

ડીટેકટીવ--મારૂં નામ બળવંતરાય ગણેશ. ઉમર ૩૫ વર્ષની. ધંધો ડીટેકટીવનો.

મા.—તમો બંધિવાનોને ઓળખોછો ?

ડી.—હાજી, તેઓને ગઈ કાલે રાતે મેં લાલના મકાનની બારી ઉપર ચઢતા જોયા હતા. હું એકલો હતો તેથી તેઓ અંદર જાય તો પોલીસની મદદથી તેઓને પકડવાનો વિચાર કર્યો હતો. તેઓ બારીમાં થઈને અંદર ઉતર્યા કે મેં જોડેની ગેટ ઉપરથી બે પોલીસ સિપાઈઓને બોલાવ્યા. તેમાંના એકને ત્યાં ઉભો રાખ્યો, અને બીજા દશ સીપાઈઓને ટેલીફોન કરી ગાયકવાડની હવેલીએથી બોલાવ્યા; તેઓ ત્યાં આવી પહોંચ્યા કે તેઓને ડ્રેસ કાઢી નંખાવી યુક્તિથી પકડવાનો ઈરાદો કર્યો ને આ ત્રણેને ધોરી રસ્તા ઉપર અમોએ પકડયા. સવારમાં પંચ સમક્ષ જડતી લેતાં આ પડેલી ચીજો તથા રૂપીઆ હજારની નોટો તથા રોકડા રૂપીઆની થેલી તેમની કનેથી નીકળ્યાં હતાં.

મા.—તમો ત્યાં કેમ ગયા હતા ?

ડી.—મારૂં કામ છુપી પોલીસનું છે ને છુપા કામમાં પકડવાનું કામ મને સોંપેલું છે.

મા.—તમો જ્યારે ત્યાં ગયા ત્યારે તે ઘરનાં માણસો ઉંઘતાં હતાં કે જાગતાં હતાં ?

ડી.—તે વખતે તે ઘરનાં માણસો ઉંઘતાં હતાં ને કોઈ વાતચીત કરતું હોય તેવો સ્વર આવતો ન હતો.

બં. વ—તેઓ કયાં ચોરી કરતા હતા કે તમોએ તેમને પકડયા હતા ?

ડી.—નાજી, મેં તેઓએ ચોરી ક્યાંથી કરી તે જોયું નથી પણ તેઓ શી રીતે ઘરમાં ગયા તે જોયું હતું.

બં. વ.—ત્યારે તમોએ શા ઉપરથી પકડયા !

ડી.—મેં તેઓને બારી ઉપર થઈને જતા જોયા એટલે તેઓ ચોર છે એમ જાણ્યું. શા ઉપરથી પકડયા હતા તે ઉપર કહેલી જણસો તેમની કનેથી મળી આવેલી જાણી તેઓ ચોર છે તેમ અનુમાન કર્યું હતું.

( આટલું પુછી તે વકીલ બેસી ગયો ને સ. વકીલ ઉભો થયો ).

સ. વ.—શું તમોએ તેમને ચોરી કરતા જોયા નથી ?

ડી.—નાજી મેં તેમને જોયા નથી.

( બીજું કાંઇ પુછવાનું યોગ્ય નહિ ધારવાથી ફરીયાદીની જુબાની લેવાનું જણાવ્યું. )

માજીસ્ટ્રેટ—તમારૂં નામ શું? તમારી ઉમર કેટલી ને શું ધંધો કરોછો !

લાલ—મારૂં નામ લાલ છે. મારી ઉમર આશરે સોળ વરસની છે ને મારા પિતાશ્રીની દુકાને બેસુ છું.

મા.—આ બંધિવાનોને તમે ઓળખોછો ?

લાલ—હાજી,

મા.—તેઓ કહે છે, તેમ તેઓ તમારા મિત્ર છે તે વાત ખરી ?

લાલ—હાજી, તે મારા મિત્રો છે તે વાત ખરી છે.

મા.—તમોએ તેમને રૂપીઆ આપવાનું કહેલું ?

લાલ—હાજી, મારા મિત્રો નિરાધાર ને નિરૂદ્યમી હોવાથી તેઓને કંઈ ધંધો કરાવવાની ખાતર મેં રૂપીઆ આપવા કબુલ્યું હતું, ને તે દિવસે તેઓ રૂપિઆ લેવા આવ્યા હતા. મેં તેમને

એક હજાર રૂપીઆની નોટો તથા તેટલાજ રૂપીઆની એક થેલી આપી હતી.

મા.—( ટેબલ ઉપર પડેલી નોટો તથા થેલી દેખાડીને ) આજ કે ?

લાલ—હાજી તેજ છે ને તે મેં મારે હાથેજ તેમને આપેલાં છે.

મા.—ત્યારે તો તમારા મિત્રોએ તમારા ઘરમાંથી ચોરી કરી નથી તથા બદદાનતથી રૂપીઆ લીધા નથી એ નક્કી થયું ને ?

લાલ—હાજી, તેઓ ચોર માણસ નથી, ને તેમણે ચોરી કરી નથી, તે હું ખાત્રીપુર્વક કહુછું.

( ત્યારબાદ ચોક્કસ ચોરી તો નથી માટે તેઓના ઉપર ચોરીનો કેસ લાગુ પડતો નથી જેથી માજીસ્ટ્રેટે વધારે સાક્ષીઓ લેવાનું પસંદ કર્યું નહિં. )

## ચુકાદો.

આ પીંજરામાં ઉભા કરવામાં આવેલા બંધવાઓ નામે (૧) કામીલાલ (૨) સ્વાર્થીલાલ (૩) ધુર્તલાલ, એ ત્રણે બંધવાઓ ચોર નથી, તથા તેમણે ચોરી કરી નથી, તે તેમની તથા ફરીયાદીની જુબાની ઉપરથી સ્પષ્ટ રીતેજ જણાઈ આવે છે. તેઓને ચોર ધારી પકડવાનું કામ ઘણુંજ અઘટિત થયું છે. ડીટેકટીવ કહે છે કે તેઓ બારી ઉપરથી ચઢતા હતા તેથી મેં ચોર છે તેમ જાણ્યું પણ તે વાત અશકય છે, તેથી માનવામાં આવતી નથી. ફક્ત તેઓ કને આટલા રૂપીયા હોવાથી ને મોડી રાત્રી ગયાથી ડીટેકટીવ ને પોલીસના માણસોએ તેમને શક ઉપરથી પકડયા હતા. વળી પંચ પણ કબુલ કરે છે કે તેઓ ચોર નથી પણ સારા માણસો છે. તેમના મિત્ર ફરીયાદી લાલની જુબાની ઉપરથી પણ તેઓ તેના મિત્ર છે એમ સાબિત થાય છે માટે તેમને

આ કોર્ટ ચોરીના કેસથી મુક્ત કરી છોડી દેવાનો હુકમ કરે છે. પણ તેઓને રાત્રીના બાર વાગે જોખમભરેલી ચીજો લઈ નહિ ફરવા કોર્ટ હવેથી હુકમ કરે છે. આટલું કહેતાં માજીસ્ટ્રેટ ચેમ્બરમાં ગયા, ને પોલીસોએ બંધીવાનોને છોડી મુકયા, ને કોર્ટ પણ વેરાઈ ગઈ. ત્રણે મિત્રો લાલના બાપ તથા તેનો મિત્ર કુન્દનલાલ સર્વ ઘર તરફ જવા નીકળ્યા. ત્રણ જણા શરમાઈ ગયા હતા જેથી નીચું જોઈ ઘર તરફ ચાલ્યા ગયા. કુન્દનલાલ, લાલ, અને તેના પિતાશ્રી ત્રણે ઘેર ગયા.





## પ્રકરણ ૧૪ મું.

# લાલનું લગ્ન.





લાલની આવી ઉપકાર કરવાની આવી સાહસિક ટેવથી સર્વ લોકો તેના વખાણ કરવા લાગ્યા. વળી તેના મિત્રો કે જેમણે મિત્રદ્રોહ કર્યો હતો તેમને જે રૂપીયાની તેમણે ચોરી કરી હતી તે બક્ષીસ તરીકે આપી બેવડા ઉપકારના બંધનમાં બાંધી લીધા. જે મિત્રો દુરાચારી, વ્યસની ને ખરાબ હતા તેઓ પણ લાલની આવી વર્તણુકથી પોતાની ખરાબ ટેવોને છોડી દઇને લાલનાં જેવા સદ્ગુણી મિત્રને ચાહવા લાગ્યા. લાલ ને તેના મિત્ર કુન્દનલાલનાં શહેરમાં પુરતાં વખાણુ થતાં ને તેની સર્વ દુરાચારની ટેવો નાબુદ થઇ

ગયેલી જોઇ શહેરનાં સંભાવિત ગૃહસ્થોએ પોતાની કન્યાઓ તેની જોડે પરણાવવાના વિચારથી માગાં મોકલવા માંડયાં. શેઠે વિચાર કર્યો કે હવે ઢીલ કરવી નહિં. એમ ધારી ત્યાંના એક સુપ્રસિદ્ધ શેઠ લક્ષ્મીનંદનની પુત્રી શાન્તા જોડે તેનાં લગ્ન કરવાનો વિચાર કર્યો. કુન્દનલાલ તથા લાલનો એ બાબતમાં અભિપ્રાય લેતાં તેમણે પોતાની સંમતિ આપી જેથી લક્ષ્મીનંદનની સુશીલ કન્યા શાન્તા જોડે લાલનુ વેવીશાળ થયુ ને સર્વ ઠેકાણે ખુશાલી થઇ રહી. શેઠને પોતાના પુત્રનુ લગ્ન તાબડતોબ કરવાનો વિચાર હોવાથી આવતા માહ સુદ ૧૫ ને દીવસે લગ્ન મુહુર્ત કઢાવી લગ્ન કરી દેવા શેઠ લક્ષ્મીનંદનને સૂચવ્યું. લક્ષ્મીનંદનની સુશીલ બાળા પણ મોટી ઉમરની થઈ હોવાથી બંને વેવાઇઓએ લગ્નની તૈયારીઓ કરવા માંડી. જેમ જેમ લગ્નનો દિવસ નજીક આવતો ગયો તેમ તેમ બંનેને ઘેર ધામધુમ વિશેષ થવા માંડી. બારણે તોરણો બંધાવા માંડ્યા; મંડપની રચના ઘણી સરસ રીતે કરવામાં આવી ને બહાર તથા અંદર વાજાંના નાદ થઇ રહેવા માંડ્યા. સગાસંબંધીઓ આ વખતે મળવા આવે છે, ને આનંદથી રીત રીવાજ પ્રમાણે લાલના કપાળમાં ચાંલો કરી અક્ષત ચોઢી રીવાજ પ્રમાણે ચાંલાના રૂપીયા આપી જાય છે. લાલના પિતાશ્રીના હર્ષનો પાર રહ્યો નહિં. પોતાનો દુષ્ટ પુત્ર દરેક વ્યસનથી મુક્ત થયો ને વળી સારા ઘરની કન્યા મળેલી જાણી શેઠશેઠાણી હર્ષથી ઘેલાંજ થઈ ગયાં. તેઓ પોતાના પુત્રને જે જોઇએ તે લાવી આપતાં. તેના મિત્ર કુન્દનલાલને પોતાના પુત્ર કરતાં પણ વધુ હેતથી તેઓ ચાહતાં હતાં. કારણ કે તેઓ સારી રીતે જાણતાં હતાં કે અમારા પુત્રને સુધારનાર ને સારે રસ્તે દોરનાર મી. કુન્દનલાલજ છે. પેલા દુરાચારી મિત્રોએ પોતાની ટેવો છોડી દેવાથી તેઓ પણ તેઓના કામકાજમાં સામેલ થતા ને શેઠને ત્યાં આ પહેલવહેલું લગ્ન હોવાથી અને શેઠને બીજું કંઈ સંતાન નહિં હોવાથી આમાં પાણીની પેઠે પૈસા ખરચાતા હતા.

પણ શેઠ નાયકા નચાવવામાં તો એક પાઈ ખર્ચ કરે તેવા નહોતા કારણકે તેવી નીચ જાતીને પૈસા આપવાથી તો દુરૂપયોગ થાય છે અને તે નાચની અંસર દરેક મનુષ્યો ઉપર ખરાબ અસર થાય છે, ને જે પ્રજા સુધરવી જોઇએ તેને બદલે બગડે છે એમ શેઠ સારી રીતે જાણતા હતા.





## પ્રકરણ ૧૫ મું.

# લગ્નનો દિવસ.

પ્રભાતના ચાર વાગ્યા હતા. શિયાળાની ઋતુ ને વળી સવાર પડવાની તૈયારી હોવાથી ઠંડો વાયુ વાતો હતો. લોકો કંઈ કંઈ જાગૃત થવા માંડ્યા હતા. પડતી ટાઢથી બચવાને પોતાનાં બદન જેમ બને તેમ ગરમ કરવા પોતાની શય્યામાંનાં ઓઢવાનાં ગોદડામાં લપાઈ જતા હતા અને કેટલાક નિડરપણે ઉઠીને પ્રવૃત્તિમાં પડવા મનસુબા કરતા હતા. મુસલમાનના ધર્મગુરૂઓ પોતાના ઇષ્ટદેવને સંભળાવવા મોટેથી બાંગ મારતા હતા, જે બાંગથી સર્વ મનુષ્યો જાગૃત થઈ નાહી ધોઇને પોતાના ઇષ્ટદેવની સ્તુતિ કરતા હતા. કેટલાક ઘરબાર વિનાના ગરીબ લોકો સવારમાં પોતાના કુટુંબીઓને ભેગાં કરી ઇશ્વરભજન કરતા હતા, ને તેમના ભજનમાં અતિષય રહસ્ય તથા દૃઢ એકાગ્રભક્તિ હોય એવું તેને ધ્યાન દઈ સાંભળવામાં આવતા માલૂમ પડતું હતું. તારાનો ચળકાટ કમી થવા માંડયો હતો, ને વખત જતાં તે તદ્દન નાબુદ

પણ થયા હતા. રાત્રીના જાનવરો નિંદ્રામાં પડયાં ને બીજાં પક્ષીઓ પ્રભાત થયાના આનંદથી કિલબિલાટ કરતાં પોતાનો ચારો શોધવા નીકળી પડયાં હતાં ને ઉદ્યમ કરવા લાગ્યા હતાં. આજના સવારમાં રાજનગરની શોભા કંઈ ઓરજ માલૂમ પડે છે, બલ્કે તેથી વધુ શોભા લાલનાં ઘરમાં જણાય છે. સગાંવહાલાંઓને આજે જમાડવાનાં હતાં, જેથી બરાબર પરોઢીઉં થતાં એક તરફ રસોઇની તૈયારી થતી હતી ને બીજી તરફ સ્ત્રીઓ આનંદથી ગાતી હતી. વળી ત્રીજી તરફ અહીં તહીં અનેક પ્રકારની ચેષ્ટાઓ કરતી, હાથના ચાળાઓ કરતી, કેટલીક બાળાઓ પોતનાં પતિનાં વખાણ કરતી, તો કેટલીક નીચ કામિનીઓ પોતાના પતિની બદબોઈ કરતી હતી. આ પ્રમાણે અનેક પ્રકાર લાલના ઘરમાં થઈ રહ્યો હતો. લાલનાં માતપિતા તો તો હર્ષમાં હોય જ તેમાં નવાઇ નથી. કુન્દનલાલ પણ પોતાનું કામ સારીરીતે બજાવતો. લાલ પણ શાંત રીતે સઘળું જોયા કરતો હતો. આથી સર્વે જણ વિચાર કરતા હતા કે જે માણુસ આટલો દુરાચારી, વિષયી, ને બધી વાતે પુરો હતો તે માણુસ એકાએક શાથી સુધરી ગયો ? આ વિચાર દરેકનાં મનમાં ઘોળાયા કરતો. ધીમે ધીમે સગાસંબંધીઓ જમીને પરવાર્યા બાદ વરઘોડો રાત્રે નવ વાગે ચઢવાનો હતો તેની તૈયારીમાં આખો દિવસ પસાર થયો. અને દીવામાં બત્તી પડતાં લાલના ઘર આગળ ધામધુમ થઇ રહી.





## પ્રકરણ ૧૬ મું.

# નિર્વિઘ્ને થયેલાં લગ્ન.

રાત્રીના નવ વાગ્યા હતા. આજ પૂર્ણીમાનો ચન્દ્ર હોવાથી સર્વત્ર રૂપેરી અજવાળું પથરાયું હતું. સર્વ લોકો પોતપોતાનાં બાળબચ્ચાંને લઇ શેઠને ત્યાં વરઘોડામાં જવાને સુંદર પોષાક પહેરી, સજ્જ થઈ આવતા હતા. કેટલીક યુવાન સ્ત્રીઓ, યુવકોનાં મન હરણ કરે તેવા પોષાકો પહેરી, આવી હતી. કેટલીકોએ ઝીણા રેશમી ધોળા સાળુ અંગપર ધારણ કરેલા હતા. અને રેશમી યુરોપીયન ફેશનનાં ખુલતાં પોલકાં પહેર્યા હતાં. જ્યારે કેટલીક સ્ત્રીઓએ જુની ઢબ મુજબની ચોળીઓ તથા બહુ જાડાં પણ નહીં અને બહુ ઝીણાં પણ નહીં તેવાં લુગડાં પહેર્યા હતાં. અલંકારો અને આભૂષણોનું તો પ્રદર્શનજ અત્રે માલુમ પડતું હતું. યુવકો ઇંગ્રેજી ફેશન પ્રમાણે પોતાનો પોષાક પહેરીને આવેલા હતા. ચાર પાંચ રૂપીઆવાળી વાંકી મુકેલી બેંગલોર કેપ, માથાના વાળનાં ચટીયાં પટીયાં ને

તેમાં નાંખેલું ઉત્તમ પ્રકારનું સુગંધીદાર તેલ, તથા પહેરેલું ઝીણું બારીક ખમીસ ને ઉપર કુતરાના પટા જેવા કોલર, તેમાં રહેલું ચાંપવાળું બટન; ખમીસ ઉપર પહેરેલ વાસકોટ ઉપર દસ પંદર રૂપીઆનો કોટ; તથા બારીકમા બારીક એકસોવીસ નંબરના સુતરનું ઝીણું રેશમી કોરનું ધોતીયું, રાણીછાપ ઇંગ્લીશમેનના હાથનાં શીવેલાં બુટ, અને હાથમાં ઝાલવાની રૂપાની ખોળીની સ્ટીક.

આ રીતનો પોષાક ઘણા યુવકોનો હતો. લાલના વરઘોડામાં જવાને તૈયાર થઇ આવેલાં સ્ત્રી–પુરૂષો અહિંથી તહિં જાણે પોતે પહેરેલું બધાંને બતાવતાં હોય તેમ ફરતાં હતાં. વળી ત્યાં આવેલી કંચનીઓ વાતચીતના ગપાટા ઉડાવવા પોતાની નીચવૃત્તિઓને અમલમાં મુકવા પ્રયત્નો કરતી પણ તેવામાં લાલના પિતાએ રાખેલા કાળા ડગલાના દુતોથી નીચ લોકોના હાસ્યવિનોદમાં ભંગાણ પડતું. આવી રીતે રાત્રીના આઠ વાગ્યા. સર્વ સગાસંબંધી તથા નાતજાતનાં માણસો પોતાનાં બાળબચ્ચાંઓને શણગારી શેઠના માનની ખાતર પધાર્યા હતા. થોડીવારમાં બગીચો, ચારઠો ને પાલખીઓની ઠઠ રસ્તા ઉપર થઈ રહી ને લાલના વૃદ્ધ પિતા સવડ પ્રમાણે પોતાનાં સગાંનાં તથા પોતાનાં નાનાં નાનાં બાળકોને ગોઠવીને બેસાડતા હતા. આશરે અરધો કલાક એમ વ્યતીત થયો કે બેંડ શરૂ થયું. સર્વ કોઈ તે સાંભળવામાં લીન થયા. લાલને હીંદુ રૂઢી પ્રમાણે જામા ચીરાના અમૂલ્ય ડ્રેસથી શણગાર્યો હતો. તેના મામાએ તેને ઘોડા ઉપર ચઢાવ્યો કે તરતજ ઘોડાવાળો ઘોડો ચલાવવા જતો હતો તેટલામાં લાલની પાંચ છ વર્ષની બેન કોઈની શીખવણીથી ઘોડાની લગામ ઝાલી ઉભી રહી. શેઠે તેને પોતાની કનેથી પાંચ રૂપીઆ આપ્યા એટલે તે પોતાની માની કને દોડી ગઇ ને માને વધામણી આપી, લીધેલા રૂપીઆ સોંપ્યા બાદ વરઘોડો તડંગધુમ કરતો ગ્યાસના દીવાની અનુપમ શોભા સાથે બજારમાં માણેકચોકમાં ફેરવી ત્યાં દીલહરાણ કરે તેવું વાજું વગાડી પ્રે-

ક્ષકોનાં મન ખુશ કર્યાં. ત્યાંથી હળવે હળવે લાલને સાસરે વરઘોડે આવી પહોંચતાં જમાઈને ઉતારામાં લઇ જવામાં આવ્યા. જે મંડપમાં ઉતારો આપ્યો હતો તે મંડપની રચના લાલના સાસરાએ યથાશક્તિ શોભાભરી રીતે કરાવી હતી. જે સર્વ પ્રકારે સાદી પણ ઉત્તમ હતી. મિત્ર કુન્દનલાલ વરઘોડામાંથી તે અત્યારસૂધી લાલની પાસેજ રહ્યો હતો. આવેલા માણસો વરઘોડાના પૈસા લેવામાં રોકાયા. કોઇને ચાર ટકા, કોઈને બે ટકા એમ વૃદ્ધ શેઠ પોતાના મુનીમને આપવા સુચવતા. માણસોની ગિરદી તો હતીજ તેમાં વળી રાજનગર જેવી આપણી ઉતાવળી પ્રજાને પુછવુંજ શું ? એક બીજાને ધક્કા મુક્કીઓ મારતાં મારતાં પોતાનુ જોર ચલાવતાં આવી હાડમારીમાં પણ પોતે પૈસા વહેંચ્યા. થોડીવારમાં વરઉઘલાવો કર્યો. બન્ને પક્ષવાળાઓ તરફથી આ બધી ક્રિયા પુરી થતાંજ ચોરીમાં વરકન્યાને લાવવામાં આવ્યાં, ને પંચ દેવતા, અગ્નિ, વરૂણ, જળ, આકાશ ને વાયુ ઈત્યાદિ સમક્ષ પાણીગૃહણ કરાવ્યું. ગોરે મંગળફેરા ફેરવ્યા ને શાસ્ત્રના રીતિ રીવાજ મુજબ મંત્રોચ્ચાર કર્યા આશરે એક કલાક સૂધી આ ક્રિયા ચાલી અને પછી વરકન્યા પરણીને ઉઠયાં. એકી બેકી રમાડયા બાર થાપા દેવરાવી વરને ઉતારામાં લાવવામાં આવ્યો અને કન્યા તેના માબાપની રજા લેવા ગઈ. વરવાળાઓ તરફથી પાલખી આવી પહોંચી અને વરકન્યા જોડે જોડે બેઠાં. કન્યાની માતાએ પોતાની પુત્રીને શીખામણ આપી કે બેન, સાસુ સસરાની આજ્ઞામાં રહી સદાયે તેમના હિતનાંજ કાર્યો કરજે. તારા પતિ એજ પરમેશ્વર રૂપ ગણી, તેમની ઇચ્છા પ્રમાણેજ વર્તન કરજે. બ્હેન, તેમને સુખે સુખી અને દુઃખે દુઃખી એજ તારી જીંદગીમાં યાદ રાખવા લાયક બોધ ગ્રહણ કરજે. કન્યાની માતાની આંખમાંથી આ સમયે અશ્રુધારા વહેતી હતી. પુત્રી પણ દીલગીર જણાતી હતી. થોડીવારમાં ભોઇઓએ પાલખી ઉપાઢી સપાટાબંધ ચાલવા માંડયું. લાલ પોતાની અર્ધાંગનાનું સૌંદર્ય જોઈ તેની મિષ્ટ વાણી સાંભળવા ઘણો આતુર

હતો. રાત્રીના બાર વાગ્યા હતા સર્વત્ર શાંત હતું. સર્વ વરના ઘર આગળ આવી પહોંચ્યા અને અગાઉથી ગોઠવણ મુજબ હિન્દુ રિવાજ પ્રમાણે વરકન્યાને વધાવી લેવામાં આવ્યાં, ને ગણેશને પગે લગાડી સૌ રાત્રીનો ઉજાગરો હોવાથી ઝટપટ નિદ્રા લેવા લાગ્યાં. આ પ્રમાણે લાલ તથા શાન્તા સંસારના બંધથી જોડાયાં ને આજથી ગૃહિણી થયેલી તે કન્યા પતિની સાથે સંસારસુખ લેવા પોતાના પતિને ચરણે આવી.





## પ્રકરણ ૧૭ મું.

# દંપતીનો પ્રેમ.



રાત્રીના નવ વાગ્યા હતા. નિંદ્રાદેવી પોતાનો અમલ પ્રસારી રહી હતી. આ વખતે એક ઘરની અંદર એક સ્ત્રી પોતાના શયનગૃહમાં આવેલાં ચિત્તાકર્ષક વિચિત્ર ચિત્રો જોઈ આનંદ પામતી પોતાના પતિની વાટ જોતી ઉભી હતી. દીવો મંદ મંદ પ્રકાશ આપતો હતો. એટલામાં કોઈ આવે છે એમ તેના જાણુવામાં આવ્યું. તરતજ બારણું ખોલી એક યુવાન પુરૂષ પ્રવેશ કરતો હોય તેમ માલૂમ પડયું. આ પુરૂષે આવી તે સ્ત્રીનો કોમળ હાથ પકડયો અને તે કહેવા લાગ્યોઃ—

ઓ મનમોહક મૂર્તિ, શશીવદની, આવ, તારા આ ભરથારને આલિંગન આપી તારા પિપાસુ પતિને ગુલાબી અધરામૃતનું

પાન કરાવ ઓ રુપમાં રતિ તારા કોમળ કર મારા કંઠમાં આરોપી મને આનંદ અને શાન્તિ આપ. ઓ મધુરી ! તેજ તારા નાજુક હસ્ત વડે મૃદુ સુવાસિત પુષ્પોની ગુંથેલી આ માળા મને આરોપ. કોકીલ કંઠવાળી પ્રેમી સુન્દરી, તાંરા કંઠની વિનોદ વાણીને વરસાદ વરસાવ. હે કાન્તે તારી અણીયાળી આંખનાં આડાં કટાક્ષ બાણુથી મને ઘાયલ કર. ઓ દિલબર ! હું તેથી ઘાયલ થવા ઘણોજ ખુશી છું. ઓ શુશિલે, તારી જીંહ્વા કેમ ચાલતી નથી ? શું તું મને જોઇ શરમાય છે ? પ્રિયે, પ્રેમનો પ્યાલો પાઈ તારા પ્રેમી પોપટને શાંત કર, આ પ્રેમી ભિક્ષુકને પ્રેમની ભિક્ષા આપ. રસિકે, કાંઇકતો બોલ ? ઈશ્વર ઇચ્છાએ આપણે બંને દંપતિ રૂપ થઈ લગ્નની પ-પવિત્ર ગાંઠથી બંધાયાં છીએ. તો શા માટે મૌન્ય ધારણ કરી બોલતી નથી અને વિના કારણે શા માટે બાળે છે ? મારો જીવ મુઝાય છે. જો. અજાણુતા તારો કાંઇ અપરાધ થયો હોય તો તે ક્ષમા કર. આ પ્રમાણે પ્રેમ રૂપી માયામાં લુબ્ધ થયેલા પુરૂષે તેણીના ગળામાં હાથ નાંખ્યો. તરતજ તેણી જરા ખશી ગઇ અને બોલી મારા વ્હાલા પ્રાણાધાર, મારા સુખદુઃખના સાથી ભોગી ભ્રમર, આમ છેક અધીરા ના થાઓ. આ તમારી દાસી આપની સેવામાં સદાને માટે હાજરજ છે. આપના પડતા બોલોને ઝીલી લેવા તૈયારજ છે. આ તમારી મેનાને તમો પોપટ થઈ જેમ ખીલાવશો તેમજ ખીલશે. શું જળ વિના માછલી જીવી શકે છે ? શું ચંદ્ર વિનાનું કુમુદ ખીલી શકે છે ? ના નહિજ. જેમ તે બંને એક બીજાને મળવા સદા આતુરજ હોય છે તેમ આવો, મારા રસિક રસિલા આવો. આમ કહી બંને ત્યાં પડેલા હારમોનિયમ આગળ જઇ બેઠાં ને કંઈ ગમ્મતની ખાતર, પોતાના પતિને રીઝાવવા તે સ્ત્રીએ નીચેનું ગાન ગાવા માંડયું:—

ધન્ય ધન્ય આજની ઘડી ધન્ય મારો અવતાર;
કામદેવ સમ પતિ થકી માણીશ મોજ અપાર.

સાસરીયામાં સ્નેહથી રહીશ આણીને વ્હાલ;
પ્રેમ રાખો દાસી પરે અધિક કરજો વ્હાલ.
સાસુ સસરા નણંદને પાયે લાગુ તત્કાળ;
આબરૂ સાચવું પ્રીતથી વધે લોકમાં લાજ.

ઉપર પ્રમાણેનું ગાયન તેના કર્ણપ્રિય કંઠમાંથી સાંભળી તે પુરૂષના હર્ષનો પાર રહ્યો નહિ. આ કેવી રમણીય સુંદરી છે કે જેણે આટલી ઉચ્ચ કેળવણી લીધી છે! આહા! હું નફ્ટ કેવો અભાગી કે મેં આવું મિષ્ટાન્ન મુકી વિષ્ટા ગૃહણ કરી? પણ તે વિષ્ટામાંથી છોડાવનાર મારા સદ્‌ગુણી મિત્ર કુન્દન વિના બીજું કોઈજ નહિ. આહા! હું તેના કેટલા ઉપકાર તળે દબાયેલો છું. હું લાલ અને તે કુન્દન! પ્રભુ, મને માફ કરજે. તેના ઉપકારનો બદલો વાળવા મને ભાગ્યશાળી કરજે. આટલું કહી તે પુરૂષે પોતાની સ્રીનું મન રંજન કરવા નીચેનું ગાયન ગાયુંઃ—

શશીવદની મૃગલોચની ગજગામિની કહાવે;
નેણ નચાવી, મોહબાણ લગાવી કામદેવ જગાવે—શશી૦
કેવી ઉભી છે કામિની તેવી નહિ ભૂતળ ભામિની;
ચંદ્રવદની ભ્રકુટી શુભ વાંક સિંહાકેરી કટીનો વાંક.
હંસગમની ગજગામિની શરદ ચંદ્ર શોભે—શશી૦
જેવી પુષ્પલતાની વેલ, જેવી વાડીમાંની કેળ.
જેવી ચંપાકેરી કળી, જેવી વીજળી ઝબકે ભલી;
જેવી રત્નાકર કુંવરી, તેવી શોભે આ સુંદરી.—શશીવદની.

( વિલાસસુંદરી.)

આ પ્રમાણે પુરૂષના મુખમાંથી પોતાનાં વખાણ સાંભળી તે સ્રી બોલી—માફ કરો, માફ કરો, સ્વામીનાથ, હું તેવી ઉપમાને લાયક નથી. મારા જેવી કિંકરીમાં તેવા ગુણ કે તેવું રૂપજ નથી. તે બધું આપનામાંજ છે.

વાચકવૃંદોને માલુમ તો પડયું હશે કે આ સ્ત્રી–પુરૂષ એકાંત શયનગૃહમાં કોણ હતાં તે બીજાં કોઇ નહિ પણ, આપણો લાલ તેની વ્હાલી પ્રમદા શાન્તાની જોડે પહેલા સમાગમની રાત્રી ગુજારતો હતો. આ પ્રમાણે હાસ્ય વિનોદ કરતાં બંને જણાં રમતગમત કરતાં કામાગ્નિથી શાંત થઇ, અંતે નિંદ્રામાં પડ્યાં.





## પ્રકરણ ૧૮ મું.

# લલનો પ્રવાસ.



વ્હાલી, મારે બ્હારગામ દુકાન કરવા વિચાર છે. હું વૈશાખ સુદ સાતમને દીવસે અહિંથી જઇશ. તું અત્રે રહી મારાં વૃદ્ધ માબાપને સારી રીતે સાચવજે—તેમની દરેક રીતની સેવામાં તત્પર રહેજે. હું વરસ બે વરસમાં પાછો આવીશ. મારી ચિંતા કરીશ નહિ. કારણ હું એકલો જવાનો નથી. મારી જોડે કુન્દનલાલ પણ છે.

શાન્તા—સ્વામીનાથ, તમો મારા આગળ આપને એકલા જવાની વાત કરતાં અચકાતા નથી. પોતાની વ્હાલી સ્ત્રીને મુકી જતાં આપ શરમાતા નથી. પોતાની વ્હાલી સ્ત્રીને મુકીને દૂર દેશ જનારા પુરૂષો કેવા કઠણ કાળજાના જાણવા? અહિં તમારે માટે અમે ઝુરતાં હોઇએ, તમારાજ પ્રેમની ચાહના કરતાં હોઇએ અને તમે નિષ્ઠુર હૃદયે ત્યાં લ્હેરથી પૈસા કમાઓ એ મને તો વ્યાજબી લાગતું નથી. માટે હું તો આપની જોડે આવવાનો આગ્રહ કરૂંછું. હું તમારા વિના રહેવાની નથી.

લાલ—ભલે તારો વિચાર છે તો સારૂ. બેલાશક આવજે.

એમ કરતાં કેટલાક દિવસ પસાર કરતાં વૈશાખ સુદ ૭ નજદીક આવી પહોંચી છે. બધો સરસામાન બાંધી તૈયાર પણ રાખ્યો છે. એટલામાં કુન્દનલાલ આવ્યો એટલે લાલે કહ્યું ભાઈ, હાલ મારે સુરત દુકાન કરવા વિચાર છે તો હું આવતી કાલે સુરત જવાનો છું; માટે તમો મારી જોડે આવશો કે ?

કુન્દનલાલ—ભલે, તમારી મરજી હશે તો આવીશું પણ પેલી નવી જેવું ત્યાં કોઈ નથી ને ?

લાલ—અરે ભાઈ, એવું બોલી શું તું મારી મશ્કરી કરવા ધારે છે ? મારે જ્યાં સુધી ખટપટ હતી ત્યાં સુધી હતી ને હવે તો આ દુનીયાંની અંદર મારી સ્ત્રી સિવાય સર્વેને મા બેન સમાન માનું છું. અરે ! એક વાત સાંભરી આવી ! જો તારો વિચાર હોય તો નવીનો જે કાગળ આવ્યો હતો તેનો જવાબ આપીએ.

કુન્દનલાલ—( હું જોઉં તો ખરો કે ભાઈ કેવી રીતે જવાબ આપે છે ) ભલે આપની મરજી હોય તો આપો.

લાલ—જવાબ આપ્યામાં આપણું જાય છે શું ? તે જાણે તો ખરી કે હવે મને તરછોડી નાંખી છે.

કુન્દનલાલ—ભલે આપોને, એમાં છે શું ? ફક્ત બે પૈસાનું ખરચ છે.

લાલે ખડીઓ-કલમ લેઈ જવાબ લખવા માંડયો.

ચંડાળ, પાપીષ્ટ, નર્કમાં નાખવાવાળી અધમ સ્ત્રી નવી !

તારો કાગળ વિકટોરીયાગાર્ડનમાં મને મલ્યો, તેના જવાબમાં લખવાનું કે, હું મારા સ્વાર્થી મિત્રો જોડે ફરતો હતો ત્યાં સુધી તારો મેં સંગ કર્યો, બાકી હવે મારો મિત્ર મી. કુન્દન-

લાલ જે કુંદનજ છે તેની દોસ્તીથી હું તને અથવા પર સ્ત્રીને નર્કની ખાણુ સમજુ છું. વળી આ દુનીયાની અંદર મારી પોતાની સ્ત્રી સિવાય મારાથી નાની સ્ત્રીને બેન ગણું છું અને તે રીતે તમોને પણ મારી બેન સમાન માંનું છું. અધમ સ્ત્રી! હું તને વધારે નથી લખતો પણ હવે તું તારાં આચરણ સુધારીશ તો આ દુનીયાંની અંદર તારૂ અગર તારા વૃદ્ધ ધણી જેચંદ શેઠનું માન વધશે. વિશેષ લખવાનું હું હવે પસંદ કરતો નથી.

લી. હવેના તારા વિરાની આશીષ.

આ પ્રમાણે કાગળ લખી કવરમાં બીડી ટપાલમાં નાંખી બંને જણા ફરવા ગયા.

લાલ--કેમ કુન્દનલાલ, કાગળ તો ઠીક લખ્યોને ?

કુન્દન--તારા કાગળમાં વળી ભુલ હોય ?

લાલ--ભાઇ આવતી કાલે સાંજે તમો સ્ટેશન ઉપર વહેલા આવજો કારણકે સાંજે ફાસ્ટમાં જવા વિચાર છે.

કુન્દનલાલ--ઠીક, હાલ તો હું જઉં છું.

લાલ-ભલે. કાલ મળીશું.

બંને જણા છુટા પડી ઘર તરફનો રસ્તો લીધો. સાતમ આવી પહોંચી. મારા વ્હાલા વાંચકો આજે આપણા લાલ મુસાફરી કરવા જાય છે તો એમની જોડે આપણે પણ જવું જોઇએ. જોકે કદી મુસાફરી કરવાં ન જઇએ તો સ્ટેશન સુધી મુકવા તો જવુંજ જોઇએ. સાયંકાળનો ટાઈમ થયો છે વળી લોક ઘેર જવાની તૈયારીમાં થઈ રહ્યા છે. ઠેર ઠેર પાણી છંટકાવ થઇ રહ્યા છે તે વખતે લાલે સરીઆમ રસ્તાપર આવો ગાડી ભાડે કરી એકમાં લાલ તથા શાન્તા અને બીજામાં લાલની મા તથા બાપ વગેરે બેસી ગયાં. સ્ટેશન નજીક ગાડી આવી પહોંચી.

લાલ—બાપા, કુન્દનલાલ તથા તેમની સ્ત્રી તો આવી પહોચ્યાં છે. એમને વાર લાગી નહિ પણ આપણે તો પરવારતાં દસ દીવસ કરી નાંખ્યા.

બાપ—ભાઇ એતો ખંતીલો છે ને તું તો ખંત વિનાનો છું માટે તને વાર લાગી.

લાલ—હા એમજ હશે.

ગાડી સ્ટેશન ઉપર આવી ને સામાન ઉતારી ટીકીટો લાવીને ગાડીમાં બેસી ગયાં. ઘંટ થયો અને આવજો આવજો રામ રામ એવી રીતે શબ્દ થતાં છુક છુક કરતાં ગાડી ઉપડી ગઈ. ગાડીને વાર ના લાગે. વાતો કરતાં કરતાં ૫–૭ કલાકમાં તો સુરત આવી પોહોચ્યા. ગાડીમાંથી ઉતરી પોર્ટરને ઘાંટો પાડી સામાન ઉચકાવી ગાડીમાં મુકાવ્યો અને ગોપીપુરા તરફ હાકવા હુકમ કરી ગાડીમાં નિરાંતે બેઠા. ગાડીવાળાએ ફરમાશ મુજબ ગોપીપુરામાં એક મોટી હવેલી આગળ ઉભી રાખી. તે લાલની માસીનું ઘર થતુ હતું. બીજે દીવસે પ્રભાતમાં ઉઠી ફરવા ગયા ત્યાં જતાં જતાં એક સારો બંગલો દીઠો તે કોનો છે પુછતાં ખબર પડી કે સુરતના અમીચંદ શેઠનો છે તે ગોપીપુરામાં રહે છે. તેઓ શેઠને ત્યાં ગયા ને પુછયું તો ખબર પડી કે બંગલો ખાલી છે ને ભાડે આપવાનો છે તો શેઠ પાસે ભાડુ ઠરાવતાં શેઠે મહીને પાંત્રીસ રૂપીઆ લેવા એવું કીધું. ભાડાચિઠ્ઠી કરી લાલની માશીને ત્યાંથી બધો સામાન તે બંગલામાં લઈ ગયા ને ત્યાં નિરાંતે રહેવા લાગ્યાં. વળી બજારમાં એક સારી દુકાન લીધી. મુંબાઈથી થોડો ઘણો માલ મંગાવ્યો ને વેપાર કરવા લાગ્યા.

વ્હાલા વાચકો ! મારે તમોને જણાવવું જોઇએ કે તે કમાવા ગયા નહોતા પણ એક મુસાફરી કરવાજ ગયા હતા. પણ આખો દીવસ નવરો જાય નહિ માટે દુકાન કરી હતી. લાલને કાંઇ પૈસાની કમીના નહોતી. મનમાં કે ઠીક છે કચરા ભેગો કચરો વધશે એમ ધારી દુકાન કરી હતી.



## પ્રકરણ ૧૯ મું.

## જેચંદ શેઠનું મૃત્યું.

વાચકવૃંદ, વિકટોરીયા ગાર્ડનમાં મણિ દાસી કાગળ આપવા આવી હતી તેને તો આપણે ભુલી ગયા તો ચાલો નવીના ઘર તરફ વળીએ. દાસી કાગળ આપી ચાલી ગઇ—નવીને ઘેર ગઇ.

નવી—કેમ દાસી, કાગળના શા સમાચાર લાવી?

મણી—કાગળ મી. લાલને હાથોહાથ આપ્યો પણ તેનો ઉત્તર મળ્યો નહિ.

નવી—અરે ગાંડી એમ કેમ કર્યું? જવાબ લેવા તો ઉભું રહેવું હતું?

મણી—શેઠાણી ગભરાવ છો શું કરવા? કાલે સવારે જઈ જવાબ લાવીશ.

નવી—ઠીક, જા, તારે કામ હોય તો કરી લે. વળી સવારે મારી પાસે આવજે.

મણી—ઠીક બા, હું જાઉં છું.

(દાસી ગયા બાદ બારણું ખખડયું અને શેઠે અંદર પ્રવેશ કર્યો.)

જેચંદ શેઠે ઘરમાં આવી લુગડાં ઉતાર્યા ને બોલ્યા કે નવી ચાલ મને ખાવા આપ.

નવી—વ્હાલા, તમો મારી પાસે આવી પ્રીતિદાન આપો તોજ આપું.

શેઠ—વાહ રે નવી! અત્યારે તને એવું મન કયાંથી થયું? ખાધા પછી આપણે સારી પેઠે ગમ્મત કરીશું.

નવી—ના, અત્યારેજ એ આનંદ કરો.

નવીની આવી હઠ જોઈ શેઠે નવી મન કામના તૃપ્ત કરવા ચુમાં લીધી. નવીએ ત્યાર બાદ ખાવાનું આપ્યું. બંને જણ ખાઈ પરવાર્યા બાદ ઉઠી પાનસોપારી ખાધા બાદ શેઠે કહ્યું.

શેઠ—નવી, આજે મને એવું મન થયું છે કે તું મારા પગ દબાવતો સારૂં. પછી તારે ફરવા જવું હોય તો હું ચાકરને બોલાવું; પણ મારૂં મન એમ કહે છે કે આજે નવી પાસે પગ દબારાવીશતો ઉંઘ સારી આવશે, બોલો, વ્હાલી તમારો શું વિચાર છે?

નવી—વ્હાલા હું દબાવું પણ મને આપશો શું?

શેઠ—આપે શું? પરનર પાસે જતાં શરમાતી નથી ઉલટા પૈસા આપતી હોઈશ. અહીંતો પલંગ ને વળી મચ્છરદાનીનું મન કરછ પણ ત્યાંતો કંઈ નહિ મળતું હોય! આથી નવી રીસાઇ બારી પાસે ગઈ; એટલે શેઠથી રહેવાયું નહિ મનાવવા ગયા. અરે વ્હાલી હું તને હસ્તાં હસ્તાં કહેતો હતો તેમાં તું રીસાઇ ગઈ? તું કહેતો તને ચંદનહાર, વળી ઝુંમણું વળી મોતીની

કંઠી વળી મારા હાથે જે નકુર કરૂ છે તે પણ આપું પછી કંઈ છે?

નવી—લાવો ત્યારે હું ક્યાં ના કહું છું?

શેઠ—લે ત્યારે અમે ક્યાં ના કહીએ છીએ?

નવી ઘરેણાં પહેરી શેઠના પગ દબાવવા મંડી પડી, પગ દબાવતાં દબાવતાં તેને પણ ઉંઘ આવતાં ઉંઘી ગઇ સવાર થતાં શેઠ શેઠાણી દાતણપાણી કરી ચહા પી નાઇ ધોઇ પરવાર્યાં. શેઠ ખાઇને દુકાને ગયા. થોડી વારે ટપાલવાળો આવ્યો અને જેચંદ શેઠનો કાગળ છે એમ બૂમ પાડી. ચાકરે કાગળ લાવી શેઠાણીને આપ્યો. કાગળ ફોડતાંજ લાલના અક્ષર જોયા. પહેલાંતો મનમાં હરખ એવો થયો કે વ્હાલથી તેને છાતી સરસો ચાંપ્યો અને બે ત્રણ બચ્ચીઓ પણ કરી દીધી. અહો કેવો અવિચારી પ્રેમ! તે નહોતી જાણતી કે પત્રમાં કંકોત્રી નથી પણ કાળોતરી છે. પત્રમાં વ્હાલ નથી ભર્યો, પ્રેમ નથી ભર્યો પણ ધિક્કાર અને તિરસ્કાર છે. વાંચતાં તો દિગ્મૂઢ થઇ ગઇ તેનું મોં ઉતરી ગયું અને ઘણી દિલગીર જણાઈ. મનમાં વિચાર કરવા લાગી કે અરે લાલ તેં મને દગો દીધો? મારી સાથેના પ્રેમમાં તને શું દુઃખ હતું? હું તને આનન્દ રૂપ હતી પણ ભલે તારા મનમાં આવ્યું તે ખરૂં? મારા હાથમાં કશું રહ્યું નહિ! પકવાનની ભરેલી થાળી હડસેલી મુકતાં તને કંઇ વિચાર ન આવ્યો? જો પહેલેથી તું આવું કરીશ એમ મેં જાણ્યું હોત તો હું બીજા કોઈ સાથે પ્રીતિ કરત પણ શું કરૂં? લાચાર છું! હશે, હવે ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો.

શેઠ આવ્યાનો ખડખડાટ થયાથી કાગળ ફાડી નાંખી તે દાદર પર સામે ગઇને બોલી “કેમ આજે બપોરે આવવું થયું?”

શેઠ—અરે! મારા પેટમાં એવી જોરાવર ચુંક આવે છે કે

મારાથી બેસાતુંજ નથી. દુકાનમાં મને જરાએ ગોઠયું નહિં. અરેરે! મારા પેટમાં બહુ દુઃખે છે.

નવી--અરે ભીમા, જાવ.જાવ ડાકટરને બોલાવો. એમ કહેતાની સાથે ડાકટરને તે બોલાવવા ગયો. પરંતુ ડાકટરના આવતાં પહેલાં શેઠના ક્ષણિક દેહે આ ફાની જેહાનનો ત્યાગ કર્યો.

ડાકડાર આવ્યા. તેઓ બોલ્યા-તમે મને શું કરવા બોલાવ્યો છે ?

નવી—શેઠને ચુંક બહુજ આવે છે જેથી તેમને જોવા બોલાવ્યા છે.

ડાકટરે જોઇને કહ્યું-હવે આ દુનીયામાં શેઠ છે નહિ. શેઠ તો કયારનાએ ગયા છે.

ડાકટરને વીઝીટીંગ ફી રૂપિઆ બે આપી અને ડાકટર ગયો.

અત્રે નવીએ રડારોળ કરી મુકી. લોકોમાં વાત ફેલાઈ ગઇ. અને સગાં વહાલાંઓએ આવી શેઠને ભેગા થઇ બાંધ્યા બાદ રામ બોલો ભાઇ રામ કરતા સ્મશાનમાં લઈ ગયા. એક પાસેના સગાએ આગ મૂકી. અને હિંદુ સંસારના રીત રિવાજ મુજબ હવેથી નવી એક વિધવા ગણાઈ. વાચક, આ રીતે ઘરડા પતિને પનારે પડેલી પ્રમદાના સુખી જીવનનો અંત આવ્યો. એક કલાક પહેલાં શુભકાર્યમાં શુકન રૂપ ગણાતી આ સૌભાગ્યવતી હવેથી સામી મળતાં નિસાશીઅણુ વિધવા તરીકે ગણાઇ.





## પ્રકરણ ૨૦ મું.

# સુધરી ગયેલી નવી!

શેઠના મૃત્યુને બે દિવસ થયા છે. બપોરનો વખત છે, જે સમયે ઘરમાં હીંચકા ઉપર નવી–વિધવા થયેલી નવી–વિચારમાં હોવાથી લમણે હાથ દઈ બેઠી બેઠી હીંચકા ખાઈ રહી છે. તેનું હૃદય દુઃખી હતું એ તેના મોં ઉપરથી સમજી શકાતું હતું. “ ભલા ભગવાન્! મારી આ સ્થિતિ? થોડા દિવસ ઉપર હું આનંદથી અહિં તહિં મહાલી શકતી હતી, આજ હું તેમ કરી શકું તેવી નથી! દિવસે મ્હારાથી બહાર નીકળાશે નહિ અને ઘરમાંજ પડી રહેવું પડશે. હા! જાણે કરેલાં પાપીકર્મોના બદલારૂપ મને કેદખાનામાં ન નાંખવામાં આવી હોય તેમ મારે ઘરમાં ખૂણો સેવવો પડશે?

રે હતભાગી નવી! હવે તારે જીવીને પણ શું કરવું છે? જ્યાં ત્યાં તારો ભાવ હવે કોણ પૂછનાર છે? ખાનગી રીતે જેમ બીજી તારા જેવીજ સ્ત્રીઓ વિધવા થયા છતાં પણ પાપી જીવન ગાળે છે તેવું ગાળવું હોય તો તેં અથવા તો દેહત્યાગ કરવો હોય તો તે અથવા ભગવતીસેવિકા ભકતાણી થવું હોય તો તે, એ ત્રણ- માંથી એક રસ્તો તારે લેવો હોય તો લે. મને એમ થાય છે કે છેલ્લો માર્ગ ઠીક છે. કરેલાં પાપો–ગાળેલું વ્યભિચારી જીવન હવે પ્રભુસેવા કરવાથીજ સુખરૂપ રસ્તે દોરી જશે." આમ અનેક પ્રકારના વિચારતરંગમાં વમળ ખાતી નવીને "ઘરમાં છો કે?" એ સાદે ચમકાવી. દાસી મણિએ જઇ બારણું ઉઘાડયું તો માલૂમ પડયું કે "શેઠનો ઓરમાન છોકરો!" તેને અંદર લાવવામાં આવ્યો. નવીએ કહ્યું "શેઠના વીલ પ્રમાણે તો તમને કાંઇ રૂપિયા કે કોઈ પણ પ્રકારની જમિન કશું પણ મળી શકે તેમ નથી. પણ મારે શા ઉપર બધું ભોગવવું? એમ ધારી હું તમને મને જે યોગ્ય લાગશે તે થોડા દિવસમાં મારી મેળે તમને બોલાવી આપી દઇશ. માટે હાલ તો જાઓ, ચિંતા ન કરશો" શેઠપુત્ર આ સાંભળી ચાલતો થયો.

નવી—મણિ! જા તો બા, લાલને ત્યાં જઇ તપાસ કરી આવ કે તે છે કે નહિં. મારે હવે તેને ત્યાં જઇને માફી માગી આવવી છે. જો હોય તો કહેજે કે રાત્રે તમારી પાસે મારી શેઠાણી પોતાનાં પાપકર્મનો પસ્તાવો કરવા, તમે તેમને તમારા કાગળથી સુઝાડેલી સારી બુદ્ધિ માટે તમારો ઉપકાર માની માફી માગવા આવનાર છે. અને જો ન હોય તો કયાં ગયા છે? ગામમાં છે કે નહિ? એ બધી તપાસ કરી લાવજે.

મણિ—સારૂ બા.

(બાદ મણિ જાય છે. તપાસ કરી આવી થોડીવારે પાછી ફરતાં જણાવે છે):—

" ના સાહેબ; લાલ તો સુરત વેપાર કરવા ગયા છે. અને હમણા પાછા આવવાના નથી."

શેઠાણી—થયું. ત્યારે મેં તો એવો વિચાર કર્યો છે કે કે આપણે આજે સાંજની ગાડીમાં સુરત જવું. મારી બેનને તાર કરવો કે રાતની ગાડીમાં હું ત્યાં આવીશ. સવારે બરોબર તપાસ કરી લાલની માફી માગી આપણે કાલ રાતે અહીં આ- વીશું. તારે પણ સાથે આવવાનું છે સમજી? માટે જા ભીમાને બધું સમજાવ અને ઘર બરોબર સાચવે તે માટે શીખામણ આપી તૈયાર થઈ જા.

સાંજ પડી. ફર્સ્ટમાં મોટો ઘુમટો તાણી બૈરાંના ડબામાં નવી બેશી ગઈ. અને સાથે મણિને પણ બેસાડી. રાત્રે સુરત પહોંચ્યાં. નવીની બેન જેનો વર સુરતમાં વેપાર કરતો હતો તે ગાડી ઉપર નવીના તારથી આવ્યો હતો તેથી ગોપીપુરામાં તેને ત્યાં ગયાં. બેન તથા બનેવીએ નવીને આશ્વાસન આપ્યું અને સારી ચાલે ચાલવા શીખામણ આપી. સવાર પડતાં, નવીના બનેવીએ લાલની દુકાન જ્યાં આવી હતી તેની નિશાની આપી અને મણિ તથા તે બંને નવ વાગતાં ત્યાં ગયાં.

દુકાનમાંથી હેઠળ ઉતરી ત્યારે લાલના મનમાં કે કોઇ ઘરાક છે તેથી 'આવો બેન' એમ કહ્યું જેના ઉત્તરમાં નવીએ 'હા ભાઈ, આવું છું' એમ કહ્યું બાદ નવી (રડતાં રડતાં બોલી) ભાઈ લાલ, એતો હું અભાગિની નવી! જેણે તમોને ખરાબ કર્યા અને જોડે પોતાના ધર્મથી પણ વેગળી ગઈ. હું મારા પાપોનો પ્રશ્ચાતાપ કરવા આવી છું.

લાલ—બેન નવી! તમે ક્યાંથી? તમે તમારાં પાપોનો

પસ્તાવો કરવા આવ્યાં પણ તે પહેલાં મારે તમારી માફ઼ માગવાની છે. મેં તમને હુવા ખાવાને બહાને કાંકરીએ અને એવે એવે ઠેકાણે લઈ જઈ પાપકર્મ કર્યું તો જો પહેલાંથીજ હું સમજ્યો હોત તો પસ્તાવો ન કરવો પડત.

નવી—ભાઈ, ભાઈ, તમારી માફી મને આપો એટલે હું જાઉં.

લાલ—હું તમને માફી આપું છું. પણ તમારો આવો વેશ કેમ છે ?

એટલે મણી બોલી—ભાઈ શી ગજબની વાત કહું ? એક દહાડો શેઠ આવ્યા અને ઓચીંતા કહે કે મને તો ચુંક આવે છે. દાક્તરને બોલાવવા મોકલ્યું અને દાક્તર આવતા પહેલાં તો એમણે દેહ છોડી પણ દીધો !

કુન્દન તથા લાલ—અરરર ! બહુ ખોટું થયું. બેન, આવો દુકાનમાં બેસો. હવે ઘેર જવાશે. ઈશ્વર આગળ કોનું ચાલે છે ? પણ એટલું સારૂં થયું કે તમને હવે સુબુદ્ધિ સુઝી છે.

નવી—(રડતાં રડતાં) ભાઈઓ, ઈશ્વર તમારૂં ભલું કરો. મને આ દુઃખ નાનપણમાં પડ્યું તે ઘણું ખોટું થયું પણ શું કરૂં ? હુંયે લાચાર છું ! હવે તમારી માફી મળી તેથી જઈશ. હું કાલે સવારની ટ્રેનમાં જવાની છું. માત્ર આ તો તમારી માફી માગવા આવી હતી.

લાલ—બેન, અમારે બધાને કાલ સવારે આવવાનું છે. કારણ કે મારા બાપ તરફથી તાર આવ્યો છે તેમાં લખે છે કે બહુજ સીક છે.

નવી—હું આવી ત્યારે તમારે ઘેર માણસની બહુજ ઠઠ ભરાઇ હતી. આમ વાત કરી નવી ગઈ ને કુન્દનલાલે વિચાર કરવા માંડયો:-અહા એકદમ શું થયું હશે અરેરે પ્રભુ તેમને જીવાડજે પણ પ્રભુ શું કરે ! કરમમાં જે દિવસ માંડયો હોય તે આઘો પાછો કોનાથી થાય છે ? ઠીક ત્યાં ગયા પછી વાત. સવાર થયું. ટીકીટો કરાવી. ગાડીમાં બેસી બધો ઘરવાખરો લઇ અમદાવાદ જવા ઉપડયાં.





# પ્રકરણ ૨૧ મું.

## શોક અને હર્ષ.



ગયા પ્રકરણમાં આપણે જોયું કે નવી, લાલ, તેની પત્ની, કુન્દનલાલ તથા તેની સ્ત્રી અને મણિ એ સર્વ સુરતથી અમદાવાદ આવવા ઉપડયાં હતાં. ગાડીમાં બેઠાં. ગાડી ચાલી અને તેઓ અમદાવાદ આવી પહોંચતાં નવી તથા મણિ પોતાને ત્યાં ગયાં અને બીજાં બધાં લાલને ત્યાં આવી પહોંચ્યાં.

લાલ પોતાના ઘરમાં પેઠો ને શું જુવે છે? પોતાના બાપને તો ચારે તરફ દુઃખ થયું છે. અને ત્રણ ડાકટર બેસી રહ્યા છે. બાપની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં ને રોવા માંડયું. આથી સર્વેએ કકળાટ કરી મૂકયો. ડાકટરે બધાંઓને આશ્વાસન આપી ત્યાંથી દૂર કહાડયાં. ફક્ત કુન્દનલાલ તથા ત્રણ ડાકટર એટલા પાસે બેઠા.

શેઠ—કુન્દન તેં મારા છોકરાને સુધાર્યો. મને આશા છે કે મારા છોકરાનો તું હમેશ મિત્ર રહીશ ને તે છોકરવાદન કરે તેની પણ સંભાળ રાખીશ. જો ઉપરના કબાટમાં વીલ કરેલું છે તેમાં તારા નામના રૂપીઆ ૧૦૦૦) લખ્યા છે તે તું લાલ પાસેથી લેજે. બોલાવ લાલને હું કહું.

લાલને બોલાવ્યાથી લાલ અંદર ગયો એટલે શેઠે કહ્યું વ્હાલા પુત્ર, આપણા કબાટમાં વીલ છે તે તારાજ નામનું છે પણ તેમાંથી રૂ. ૧૦૦૦) કુન્દનલાલને આપવાના છે તે તું આપજે ને જે પ્રમાણે કુન્દનલાલ કહે તે પ્રમાણેજ ચાલજે.

લાલ—વારૂ, બાપા તે પ્રમાણે વર્તીશ. પણ આપને શું દરદ થયું છે તે મને વાત કરશો ?

પરંતુ પુત્રના કિસ્મતમાં પિતા સાથે વધુ વાતચિત કરવી લખેલી નહોતી તેથી શેઠ બોલી શક્યા નહિ, તેમણે આંખો ફટારી દીધી ! અને શરીરને જરાક આંચકા આવતાંની સાથેજ તેમણે સ્વર્ગવાસ કર્યો. કુન્દનલાલ એટલું રોવા લાગ્યો કે પોતાના બાપજ મરી ગયા હોય–લાલ પણ અતિશય રૂદન કરવા લાગ્યો.

શેઠને તો સમશાનમાં બાળી આવી ઘેર આવી બહુ જણાએ કકરાટ કરવા માંડયો. ઘણા જણાઓ કહેવા લાગ્યા કે ભાઈ એતો ઘરડા હતા ને મરી ગયા. પણ જુવાન જુવાન જાય છે તેને શું કરો છો ? કાંઇ ગયેલાં રડવાથી પાછાં આવનાર છે ? જરા પણ નહીં. છતાં પણ શાન્તા તથા સુભદ્રા વિગેરે બહુજ કલ્પાંત કરતાં હતાં તેઓને છાના રાખવા માટે કુન્દનલાલ તેમની પાસે ગયો.

કુન્દનલાલ—ભાભી આપ કલ્પાંત કરશો નહિં. કલ્પાંતથી શું વળવાનું હતું ? ઇશ્વિર આગળ કોનું ચાલ્યું છે ?

શાન્તા—ભાઇ, એતો જાણું છું પણ હાય, હાય અમારા ઘરમાં હવે મુરબ્બી, અને સલાહકાર કોણ રહ્યા ?

કુન્દનલાલ—અરે. ભાભી આવી રીતે ગાંડપણ કરવું એ તમારે છાજે નહિં. વૃદ્ધ હોવાજ જોઇએ એવો કાંઈ મેળ છે ? અમે છીએ તો. તમારે કોઇ જાતની ચિન્તા રાખવાનું શું કામ છે ? ભાભી જન્મ મરણ સઉને માથે લખેલાં છે. જન્મ થાય એટલે જરા અને અન્તક આ સૃષ્ટિનાં સર્વ મનુષ્યો પાછળ સરજનહારે મૂકેલાં છે. તો ગભરાવું નહિં અને સંકટ સમે સબુરી રાખવી.

શાન્તા—ભાઈ એતો બધું ઠીક. સાસુ નહિ, નણંદ નહિ તો મારી ભીડ કોણ ભાગશે ? અધુરામાં પુરા સસરા હતા તે પણ ચાલ્યા ગયા. હાય હાય શું કરૂં.

કુન્દનલાલ—હશે, ભાભી. પ્રભુને ગમ્યું તે ખરૂં, શાણાં થઈ, શાન્ત થઈ જાવ.

ખરૂં. અહીં આવી રીતે આ બે વચ્ચે જેવી વાત ચાલે છે તેવી બીજી તરફ લાલ ને સુભદ્રા વચ્ચે પણ ચાલતી હતી.

સુભદ્રા—ભાઈ મારે જેમ સાસુ નહિ, સસરો નહિ, નણંદ નહિ વળી જેઠ નહિ ને વળી જેઠાણી નહિ તેવી રીતે તમારે પણ થયું છે.

લાલ—હોય આપણાં નસીબ. તેમાં આપણું શું ચાલે ! પરમેશ્વરને ગમ્યું તે ખરૂં.

સુભદ્રા—હશે, તોએ પણ એમ કહોને કે પિતા ગયા તે ભીડ તો નથી ભંગાવાની પણ ઈશ્વર કૃપા હશે તો પુત્ર રત્ન મળશે એ ઓછો આનંદ છે ? પિતા, તમને તથા બેન શાન્તાને સુખી જોઇ ગયા એજ ભાગ્યશાળી સમજયા ?

લાલ—ખરૂં છે બેન.

લાલે પોતાની યથાશક્તિ પ્રમાણે બાપનો વરો કર્યો તેમાં રૂપીઆ ૧૦૦૦) વાવર્યા.

વાચકવૃન્દ, પૈસાદાર માણસો તો પોતાના ઘરમાં આ રીતે આવતી ઘણી નાણાંની ભીડો સાચવી લે છે પણ ગરીબ લોકો પાસે તેવાં કાંઇ સાધન હોતાં નથી તો પ્રસંગોપાત ટીકા કરવા રજા લઉં છું કે સ્નેહી અને સંબંધીઓએ ધનહીન પુરૂષોને આપત્તિ વખતે સહાય આપવી અને સદા તેમના હિતમાં રાજી રહેવું એવી રીતિએ વર્ત્તન કરનારા કેવળ સ્વાર્થી લોકોનું ભવિષ્યમાં ભલું થતું નથી.

લાલ પોતાના સગા વ્હાલાથી મળતો રહ્યો અને સુરત ખાતેથી દુકાન કાઢી નાંખી રાજનગર ખાતે મોટી દુકાન કરી તેમાં કુન્દનલાલનો અડધો અડધ ભાગ રાખ્યો અને વેપાર ધમધોકાર ચલાવ્યો. હવે શાન્તા શું કરે છે તે તરફ વળીએ. ઇશ્વર કૃપાએ તે સીમંતિની થઇ હતી. તેના સસરા શુભસમો જોઇ ન ગયા તે માટે તેને લાગતું હતું પણ લાચાર! તેને નવ માસ સંપૂર્ણ થવા આવ્યા, પરંતુ હિંદુ રિવાજ મુજબ શોક હોવાથી તેનું સિમંત નાને પાયે કરવામાં આવ્યું. સુવાવડ કરવા માટે સુભદ્રાને કુન્દનલાલે ખાસ રોકી હતી, નવ માસ સંપૂર્ણ થયે એક પુત્ર રત્નનો જન્મ થયો.

"પુત્રના લક્ષણ પારણામાં, સ્ત્રીનાં લક્ષણ બારણામાં." એ કહેવું ખરૂં છે. પુત્ર શરીરે કાન્તીવાન્ હતો અને હૃષ્ટપુષ્ટ પણ હતો. સર્વ તેથી આનંદિત થયાં. સવા માસ પૂર્ણ થયે તેનું નામ શું પાડવું તેવો તે છોકરાની ફોઇ ન હોવાથી માસીએ વિચાર કર્યો. છોકરો શાન્ત લાગે છે માટે મારો વિચાર શાંતિલાલ પાડવાનો છે એમ તેણે જણાવતાં, સર્વની સંમતિથી તેજ નામ પાડવામાં આવ્યું.



## પ્રકરણ ૨૨ મું.

# નવીનો બળાપો.

સવારનો પહોર થયો છે, સર્વે દુકાનદારો પોતાનું કામ આટોપી દુકાને વકરો કરવા બેસી ગયા છે. આ વખતે જન્માષ્ટમીનો દિવસ હોવાથી સવારના પહોરમાં નદિ ઉપર એટલાં માણસની ગિરદી છે કે ઉભા રહેવાની તલપુરની જગ્યા પણ નથી. આ સમયે કોઈની સારી નજર ને કોઇની નબળી નજરો ચાલી રહી છે. વળી ભક્ત લોકો જન્મને દિવસે ઠાકોરજીના વાઘા તથા પ્રસાદ લેવા મંડી પડયા છે. એવામાં રીચીરોડની બારી ઉપર કોઈ તરૂણ સ્ત્રી મનમાં વિચાર કરે છે પ્રભુ ! પ્રભુ ! માતપિતાને એવું તેં શીદને સુઝાડયું કે અભાગિણીને આ ગોઝારા ઘરમાં લાવીને પુરી. કન્યાને પૈસાની લાલચે વેચનારા, હીણુભાગી. હૈયાફુટા પિતાઓને હું કેટલી ગાળો દઉં એમ થઇ જાય છે પણ અરે તેમાં મારાં માબાપનો શું વાંક ! વાંક મારા પ્રારબ્ધનો કે મારાં પાપી કર્મોથી મને ઘરડો પતિ મળી તે મૃત્યુ પામતાં મારો ભવ બગડયો. અરે

ઘરમાં લક્ષ્મી બહુ છે પણ લક્ષ્મીને શું કરૂં ? ઉડાવી દઉં કે બચકા ભરૂં મારે માથેથી પરમેશ્વરરૂપ ભરથાર ગયો તો તેની વાંસે જ બધું ગયું છે.

ત્યાં ચાકર આવી કહે કે શેઠાણી ચાહ ઠંડો થઈ જાય છે માટે ચાલો પી લો.

તરૂણ સ્ત્રી–મુરખા જાને તારે કામબામ છે કે નહિ અત્યારે ચા બા કાંઇ નથી પીવો. ચા ચા શું કરી રહ્યો છું તારા ચામાં ભડકો મુક કે અંગારો મુક, મારે ચા પીવો નથી. જાઓ તમે બધાં પીવો હોય તો પીઓ.

ચાકર––શેઠાણી એમાં મેં તમોને શું કીધું કે ઘાંટા કાઢો છો, અમારો વાંક હોય તો બતાવો, એમાં કાંઇ બળાપો કરે વળવાનું હતું ? એકનો ગુસ્સો બીજા પર શું કરવા કાઢો છો ?

સ્ત્રી—સારૂં જા, જા. લાવ લાવતો હોઉં તો !

ચાકર વિદાય થયો અને ચા લાવ્યો. પછી તરૂણ સ્ત્રીએ ચા પી નાહિ ધોઈ ઇશ્વરભજન કરવા માંડયું, તે કેવી રીતે કે, એક પાપીપુરૂષ પોતાનાં પાપો માટે માફી માગવા એકચિત્તથી કેવળ શ્રીહરિમાંજ પોતાનું મન રાખે તેવી રીતે ! ખરેખર જો આ સ્ત્રીને પ્રથમથીજ તેવું સુઝયું હોત તો જેમ મીરાં ભક્તાણીનું આજ લગી નામ અમર છે તેમ તેનું ન રહેત ?

“વ્હાલા વાંચકો, આ તરૂણ સ્ત્રી બીજી કોઇ નહિ પણ જેચંદ શેઠની સ્ત્રી નવી હતી. લાલની જોડે સુરતથી અમદાવાદ આવી હતી તેતો આપ જાણોછો. આ સ્ત્રીએ હવેથી પોતાનુ જીવન કથા અને કીર્તનો સાંભળવામાંજ ગાળ્યું. સવારથી ઉઠી પ્રભુની પૂજા કરી, દેવદર્શન જઇ આવી, ખાઈ, બપોરે તેવીજ સારી ચોપડીઓ વાંચતી અને સાંજરે કથામાં જતી. તેના જીવનનો ક્રમ એવોજ રહ્યો.

એક દિવસ તેણે પોતાના ઓરમાન પુત્રને બોલાવી રૂ. ૨૦૦૦ આપ્યા અને વધારામાં કહ્યું કે જ્યારે પણ તને કાંઈ વિપત્તિ પડે તો આવજે. હું તને મદદ કરીશ. શેઠપુત્ર આશીર્વાદ આપતો ચાલતો થયો.



## પ્રકરણ ૨૩ મું.

# છેવટ.







હવે લાલ પોતાની સ્ત્રી જોડે હાસ્યવિનોદમાં પોતાના દિવસો નિર્ગમન કરે છે. પોતાના પ્રિયમિત્ર કુન્દનલાલને જોઇ તેને મદદ કરવાને નહિ અચકાતાં પ્રાણથી પણ અધિક ગણતો આનંદ કરે છે. વાંચકવૃંદો મારી વાર્તા અત્રે પૂર્ણ થાય છે. છેવટના મારે તમોને બે બોલ કહેવા જોઈએ તે આપ ગ્રહણ કરી મને કૃતાર્થ કરજો. મારા વ્હાલાઓ; તમો પણ મિત્રની પરીક્ષા કરીનેજ મિત્રતા બાંધશો. જેથી કરીને તમો પણ કુન્દનલાલ જેવા કુન્દનરૂપ મિત્ર મેળવવા ભાગ્યશાળી થશો, નહિ તો સ્વાર્થી મિત્રો તો ઘણાએ મળશે. બીજુ વળી કહેવાનું ખરેખરૂં છે. હાલમાં આવતી ફેશનની ફીશીયારી વિશે જે મેં મારી યથાશક્તિ પ્રમાણે લખ્યું છે

તેના ઉપર આપ સુજ્ઞ બાંધવોનું ખાસ ધ્યાન ખેંચું છું. કારણ કે જ્યારથી આપણામાં એ ખરાબ પહેરવેશ ચાલુ થયા ત્યારથી યુવાન સ્ત્રીઓ પતિ સદ્દગુણી, અને સારો હોવા છતાં પણ પર નરમાંજ આસક્ત થવા લાગી, પુરૂષો પણ તેવાજ ઘણે ઠેકાણે માલુમ પડ્યા છે. પહેલાં હીંદુસ્થાનમાં આટલો બધો અનાચાર નહોતો પછી હશે તો ખરો કારણ કે ગામ હોય ત્યાં ઢેડવાડો તો હોયજ. હાલના જેટલો બહુજ પ્રમાણમાં નહિ. હાલમાં ફેશનની શીશીઆરીથી વૃદ્ધ તથા બાળલગ્નથી વ્યભીચાર દાખલ થયો એવો મારો નમ્ર મત છે. તો વ્હાલા વાંચકવૃંદો તમો તમારી પુત્રીને તથા તમારા છોકરાંનો સ્વાર્થ સુધારવા ધારતા હો તો આ અસાર સંસારરૂપી સમુદ્રનો નીચ પવન ખાવા દેશો નહિ પણ તેઓને નાનપણથીજ યોગ્ય ધર્મ નીતિએ જોડી સારી કેળવણી આપી તેમનો સંસાર સુખી કરશો. પ્રિય ભાઇઓ તમે પણ તોજ સુખી થશો. કસાઇરૂપ થઈ પૈસાની લાલચે નવીના બાપ જેવા ન થતાં ગાયરૂપી પાળેલી પોતાની બાળાને યોગ્ય પતિ જોઈ નહિ પરણાવો તો તમે જોયું તેમ વ્યભિચાર! અરે અંતે છચોક વ્યભિચાર કરતાં પણ આંચકો નહીં ખાય. પરિણામે દેશની પાયમાલી થશે. ભાઇઓ આપણે જોયું તેમ લાલ પોતાના સન્મિત્ર કુન્દનલાલના સમાગમથી અંતે પોતાનો સંસાર સુખરૂપ કરી શકયો. તો વાચકો, મિત્ર માટે આપણે અંતે સ્વઃ કવિ ડાહ્યાભાઈ ધોળશાજી કહે છે તેમ નીચેનું ગાયન ગાઇ આપણો આ વાર્તારૂપ થયેલો મેળાપ હવે પૂર્ણ કરીશું. મિત્ર પ્રીતિ માટે સરદારબા નાટકમાં સ્વ. કવિ ડાહ્યાભાઈ શું કહે છે. ?

પ્રીતિના પંથનો ગ્રંથ ગુંથેલો કોણ ભેદુ ભણનાર ?
જ્યાં જ્યાં જોઇએ ત્યાં આજ સમામાં સ્વાર્થની મારામાર. પ્રીતિ.

ગુલાબ ગોટો ચુંટવા ચાલ્યો માળી કોક ગમાર,
કાંટાનો ગાંસડો બાંધીને લાંચ્યો બુડથલ તે બેસુમાર. પ્રીતિ.

પ્રીતિના પુષ્પની મીઠી મઝા ખુવે એમ ઘણાક ગમાર,
એક વખત બની વિશ્વાસઘાતી પોતે બને હુશિયાર. પ્રીતિ.

સાખી— ખાય ખવાડે હેતથી, દે તનમનને પ્રાણ;
સાચો મિત્રજ આ સમે, લાખે એક સુજાણ.

સંસાર વગડે સન્મિત્ર ભોમિયો સોંપજે શ્રી કીરતાર.





# અગાઉથી આશ્રય આપનાર ગ્રહસ્થોના મુબારક નામ.

| | | |
|---|---|---|
| ૩૫ | રા. રા. શા. જેસંગભાઇ રણછોડલાલ. | અમદાવાદ. |
| ૨૫ | રા. રા. શા. રાયચંદ જવેરચંદ. | ,, |
| ૨૫ | રા. રા. શા. મણીલાલ મુળચંદ. | ,, |
| ૬ | રા. રા. શા. જેસંગભાઇ મગનલાલ, | ,, |
| ૫ | રા. રા. શા. વાડીલાલ લલુભાઇ | ,, |
| ૫ | રા. રા. શા. બલાભાઇ કાળીદાસ. | ,, |
| ૫ | રા. રા. શા. મોહનલાલ ગોકળદાશ. | ,, |
| ૫ | રા. રા. શા. મણીલાલ રવચંદ. | ,, |
| ૫ | રા. રા. શેઠ. લલુભાઇ મનોરદાસ. | ,, |
| ૪ | રા. રા. શા. મણીલાલ માણેકલાલ. | ,, |
| ૩ | રા. રા. શેઠ. હીરાભાઇ હઠીસંગ | ,, |
| ૩ | રા. રા. શા. ચંદુલાલ પુનમચંદ વહોરાજીવાળા. | પાટણ |
| ૩ | રા. રા. શા. લાલભાઇ છોટાલાલ. | અમદાવાદ. |
| ૩ | રા. રા. મણીલાલ જોઇતારામ. | ,, |
| ૨ | રા. રા. શા. ડાહ્યાભાઇ ભટાભાઇ. | ,, |
| ૨ | રા. રા. શા. જગજીવનદાસ સાંકળચંદ. | ,, |
| ૨ | રા. રા. મણીલાલ મોતીરામ. | ,, |
| ૨ | રા. રા. શા. મણીલાલ દલસુખરામ. | ,, |
| ૨ | રા. રા. શા. ભોગીલાલ રતનચંદ. | પાટણ. |
| ૧ | રા. રા. શા. ચીમનલાલ મોહલાલ | અમદાવાદ. |
| ૧ | રા. રા. શા. ફુલચંદ મોતીચંદ. | ,, |
| ૧ | રા. રા. શા. ચીમનલાલ નાથાભાઇ. | ,, |
| ૧ | રા. રા. જવેરી. મોહનલાલ ડાહ્યાભાઇ સુરતી. | ,, |
| ૧ | રા. રા. શા. વાડીલાલ ચુનીલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. બાલાભાઇ છોટાલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. મણીલાલ બાલાભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. પરમાનંદ રામચંદ્ર ( ફોટોગ્રાફર ) | ,, |
| ૧ | રા. રા. શા. ગીરધરલાલ પરશોતમદાસ. | ,, |
| ૧ | રા. રા. વૈદ ગુલામહુસેન રાજેમહમદ ( મલમપટાવાળા ) | ,, |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. શા. જગજીવનદાસ પાનાચંદ. | ,, |
| ૧ | રા. રા. ભોગીલાલ ત્રીભોવનદાસ (બોકર) | ,, |
| ૧ | રા. રા. શા. રતીલાલ જેસંગભાઇ | અમદાવાદ. |
| ૧ | રા. રા. શા. ત્રીકમલાલ મગનલાલ. | ,, |
| ૧ | રા. રા. દેશાઇ ચુનીલાલ છગનલાલ. | મહુડી |
| ૧ | રા. રા. સુતરીયા હીરાલાલ મલીચંદ | અમદાવાદ |
| ૧ | રા. રા. શા. સકરચંદ ફતેચંદ. | ,, |
| ૧ | રા. રા. શા. નેમચંદ નગીનદાસ. | ,, |
| ૧ | રા. રા. શા. ડાહ્યાભાઇ દલપતરામ. | અમદાવાદ |
| ૧ | રા. રા. શા. હીરાલાલ પુરૂસોતમદાસ. | ,, |
| ૧ | રા. રા. કંદોઇ નારણભાઇ હરીભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. વાડીલાલ લલુભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. મણીલાલ ડાહ્યાભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. ભોગીલાલ છગનલાલ. | ,, |
| ૧ | રા. રા. મારવાડી કપુરચંદ આયદાન. | ,, |
| ૧ | રા. રા. મારવાડી રતનચંદ જેઠમલ. | રોહીડા. |
| ૧ | રા. રા. મારવાડી લાલચંદ જીવાનમલ. | ,, |
| ૧ | રા. રા. મારવાડી રૂપચંદ લક્ષ્મીચંદ. | ,, |
| ૧ | રા. રા. ચીમનલાલ મગનલાલ બોકર. | અમદાવાદ |
| ૧ | રા. રા. શા. મોહનલાલ ડાહ્યાભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. અંબાલાલ વાડીલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. બાપાલાલ ચુનીલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. અંબાલાલ ડાહ્યાભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. ચીમનલાલ પુંજાભાઈ. | ,, |
| ૧ | રા. રા. શા. નગીનદાસ જેઠાલાલ | અમદાવાદ |
| ૧ | રા. રા. શા. ચીમનલાલ મગનલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. મોહનલાલ નગીનદાસ. | ,, |
| ૧ | રા. રા. મહેતા હરીશંકર ગગુરામ. | ,, |
| ૧ | રા. રા. શા. ત્રીકમલાલ મુલચંદ | ,, |
| ૧ | રા. રા. શા. લાલભાઇ મણીલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. માણેકલાલ સાંકળચંદ. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. જાની ખનસીલાલ ભવાનીશંકર. | ,, |
| ૧ | રા. રા. શા. મણીલાલ દીપચંદ. | ,, |
| ૧ | રા. રા. મુનસી હમીદમીયા ડોસામીયા. | ,, |
| ૧ | રા. રા. મોચી. ખોડીદાસ હરખજી. | ,, |
| ૧ | રા. રા. મેરાઇ ઉજમશી વાલજી. | અમદાવાદ |
| ૧ | રા. રા. મોચી જાદવ લખા. | ,, |
| ૧ | રા. રા. જેશંકર ભોળાશંકર વ્યાસ. | ,, |
| ૧ | રા. રા. માસ્તર મણીલાલ છગનલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. ભોગીલાલ મનસુખરામ. | ,, |
| ૧ | રા. રા. શા. ડાહ્યાભાઇ કુબેરદાસ. | ,, |
| ૧ | રા. રા. શા. ભોગીલાલ શામળદાસ. | ,, |
| ૧ | રા. રા. શા. ગલાબચંદ રાયચંદ. | ,, |
| ૧ | રા. રા. શા. ત્રીકમલાલ હીરાચંદ. | ,, |
| ૧ | રા. રા. શા. કેશવલાલ ત્રીકમલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. મોહનલાલ રતનચંદ. | ,, |
| ૧ | રા. રા. કસુંગર ડાહ્યાભાઇ છોટાલાલ. | ,, |
| ૧ | રા. રા. ડાકટર મગનલાલ દલસુખરામ. | ,, |
| ૧ | રા. રા. શા. ભીખાભાઇ પુરસોતમદાસ. | ,, |
| ૧ | રા. રા. શા. મોહનલાલ મગનલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. સુરજમલ ભગુભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. ચીમનલાલ મગનલાલ સરાફ. | ,, |
| ૧ | રા. રા. શા. મણીલાલ ચુનીલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. ચંદુલાલ મોહનલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. ચંદુલાલ જેસંગભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. ચીમનલાલ બકોરદાસ. | ,, |
| ૧ | રા. રા. શા. બાલાભાઇ જેઠાભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. સાંકળચંદ મહોકમચંદ. | ,, |
| ૧ | રા. રા. શા. મોહનલાલ બહેચરદાસ. | ,, |
| ૧ | રા. રા. કાન્તીલાલ ત્રીભોવનદાસ. | ,, |
| ૧ | રા. રા. શા. મોહનલાલ નહાલચંદ. | ,, |
| ૧ | રા. રા. શા. ડાહ્યાભાઇ કેવળદાસ. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. શા. બગલભાઇ ચકુભાઇ. | ,, |
| ૧ | રા. રા. શા. રતીલાલ બાલાભાઇ. | ,, |
| ૧ | રા. રા. દેશાઇ ઠાકરસીભાઇ ડાહ્યાભાઈ. | |
| ૧ | રા. રા. શા. હરીભાઈ .છોટાલાલ. | ,, |
| ૧ | રા. રા. શા. મોહનલાલ સાંકળચંદ. | ,, |
| ૧ | રા. રા. મહેતા કેશવલાલ મંગળજી. | ,, |
| ૧ | રા. રા. નાયક શંકર મુલચંદ. | કારવણ |
| ૧ | રા. રા. શા. ચીમનલાલ ગીરધરલાલ. | અમદાવાદ. |
| ૧ | રા. રા. શા. મોહનલાલ ભોગીલાલ. | ,, |
| ૧ | રા. રા. પટેલ હીરાલાલ બાલાભાઇ. | ખેડા. |
| ૧ | રા. રા. પટેલ ડાહ્યાભાઇ બહેચરદાસ. | મહુધા. |
| ૧ | રા. રા. શા. છગનલાલ મનસુખરામ. | અમદાવાદ. |
| ૧ | રા. રા. શા વાડીલાલ ચુનીલાલ. | ,, |
| ૧ | રા. રા. લલુભાઇ ગોવીંદલાલ મહેતા. | ,, |
| ૧ | રા. રા. ઇનામદાર ગોપાળદાસ જેઠાલાલ પરીખ. | ખેડા. |
| ૧ | રા. રા ત્રીકમલાલ ઉર્ફે ગોપાળદાસ જેઠાલાલ પરીખ. | અમદાવાદ. |
| ૧ | રા. રા. ગરાસીયા ગુલાબજી રઘુજી. | ,, |



છેલામાં છેલ્લી પધ્ધતીથી બનાવેલું.

# બાદશાહી હેર ઑઇલ.

આજ સુધી જે કઇ તેલ માથામાં નાંખવાના બજારમા વેચાય છે તેમાં સૌથી આ છેલામાં છેલું સુધરેલી ઢબનુ બનાવવામાં આવ્યું છે. જે દુનીયાના તમામ ભાગમાં એક અવાજથી વખણાયલું છે. માથામાં ઠંડક આપે છે. આંખોનું તેજ વધારે છે અને આજના નવી ફેશનમાં જોવા જોઇએ તેવી રીતના વાળ ગોઠવી શકાય છે. બાટલી એકની કી. રૂ. ૧) પોસ્ટેજ ચાર આના.

## છોટાલાલ છગનલાલ મહાજન.

નવી મારકીટ સામે, કાલબાદેવી રોડ-મુંબઈ.
બ્રાન્ચ ઓફિસ ૧૭૭/૨ હેરીસન રોડ-કલકત્તા.

---

બચ્ચાંઓ માટે તંદુરસ્તીનો વીમો.

# બાદશાહી બાલામૃત.

તમે તમારા બાળકોને લોહીઆળ. મજબુત, હસમુખા જોઇને સુખી થવા માંગો છે? જો તેમજ હોય તો શા માટે **બાદશાહી બાલામૃત** તેમને નથી આપતા. આ બાલામૃત બાળકોને જલદી માફક આવે તેવું સ્વાદીષ્ટ, પાચન થઇ જાય તેવું બાળકોનો નીરોગી રાખનાર આ એકજ છે. કીમત બાર આના. પોસ્ટેજ ચાર આના.

## છોટાલાલ છગનલાલ મહાજન.

નવી મારકીટ સામે, કાલબાદેવી રોડ—મુંબઈ.
બ્રાન્ચ ઓફિસ ૧૭૭/૨ હેરીસન રોડ-કલકત્તા.